# સરળ ગુજરાતી વ્યાકરણ

લેખકો
કુરમુટીઆ અને ઠક્કર

પ્રકાશક
સી. જમનાદાસની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઈ-૨

# સરળ ગૂંજરાતી વ્યાકરણ

( માધ્યમિક શાળાના ઉપલા ધોરણો માટે )


: લેખકો :

વિઠ્ઠલદાસ જે. કુટમુટીઆ

એમ. એ., એલએલ બી., એસ. ટી. સી.

પ્રહ્‌લાદ પી. ઠક્કર

બી.એ. (ઑનર્સ), એલએલ. બી., એસ. ટી. સી.



પ્રકાશક

સી. જમનાદાસની કુંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

# નિવેદન

આ પુસ્તકની બીજી આવૃત્તિ એક વર્ષ થયાં ખપી ગઇ હતી અને એની માગ સતત ચાલુ હતી; છતાં કેટલાંક અનિવાર્ય કારણોને લીધે નવી આવૃત્તિ તૈયાર કરતાં સમય લાગ્યો છે.

શાળાના સંચાલકો, શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓએ અમારાં બીજાં પુસ્તકોની જેમ આ પુસ્તકને પણ સારો આવકાર આપ્યો છે તે માટે તેમના અમે ઋણી છીએ.

આ પુસ્તકને સહેજ વિસ્તૃત કરવા માટે અમને સૂચનો મળ્યાં હતાં. એ સૂચનો યોગ્ય લાગવાથી અમે તે પ્રમાણે પુસ્તકને વિસ્તૃત કર્યું છે.

અમારી ખાત્રી છે કે હવે આ પુસ્તક બહુ ટૂંકું પણ નહિ તેમ બહુ લાંબું પણ નહિ લાગે.

પુસ્તકની રચનામાં, શૈલીમાં તેમજ તેના વસ્તુમાં પણ ઘટતો ફેરફાર કર્યો છે. વિદ્યાર્થીઓને સમજવું સરળ પડે તે માટે જરૂર જણાઇ ત્યાં કોઠાઓ ઉમેર્યા છે. દૃષ્ટાંતોનો છૂટથી ઉપયોગ કરી આ નીરસ લેખાતા વિષયને રસિક અને સરળ બનાવવા યત્ન કર્યો છે. વળી વિદ્યાર્થીઓને વાંચતાં કંટાળો ન આવે તેવી શૈલી જાળવવાની તકેદારી રાખી છે.

સંધિના પ્રકરણને પાછળ રાખવું યોગ્ય ધાર્યું છે; કારણ કે ઊંચી કક્ષાએ પહોંચ્યા સિવાય તેના નિયમો સહેલાઈથી સમજી શકાતા નથી એમ અમારું માનવું છે.

ભાષાશૈલી અને અલંકારને લગતું પ્રકરણ આ આવૃત્તિમાં નવું ઉમેર્યું છે, જે જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ જરૂર વાંચે. તે ઉપરાંત જોડણીને લગતા નિયમો તથા અગત્યના રોજિંદા શબ્દોની જોડણી માટે પુસ્તકને છેડે પરિશિષ્ટ આપ્યું છે.

દરેક પ્રકરણને છેડે સૂચક પ્રશ્નો મૂકવામાં આવ્યા છે. આ ઉપરાંત પદચ્છેદના તેમજ પૃથક્કરણના ઘણા નમૂનાઓ આપ્યા છે. આ સર્વ વિદ્યાર્થીને જરૂર માર્ગદર્શક નિવડશે.

હાઈસ્કૂલના ચોથા, પાંચમા, અને છઠ્ઠા ધોરણનો, મેટ્રિક વર્ગનો, સ્કૂલ ફાઈનલનો તથા કર્વે મેટ્રિક વગેરેનો અભ્યાસક્રમ લક્ષમાં રાખી આ પુસ્તક યોજાયું છે.

આ પુસ્તકની હસ્તપ્રતનો ઘણોખરો ભાગ વાંચી તેમાં યોગ્ય સુધારાઓ સૂચવવા માટે સાન્તાક્રુઝની શેઠ આનંદીલાલ પોદાર હાઈસ્કૂલના પ્રિન્સિપાલ શ્રી. રામભાઈ બક્ષીના અમે અત્યંત ઋણી છીએ.

વિદ્યાર્થીઓને આ પુસ્તક ઉપયોગી થાય એ જ આશા.

મુંબઈ
તા. ૧૫–૭–૩૯

વિ. જે કુટમુટીઆ
પ્ર. પી. ઠક્કર

# અનુક્રમ

# પ્રકરણ ૧ લું

## ભાષા અને વર્ણવિચાર

### આપણી ભાષાનો ઇતિહાસ

આપણે ગૂજરાતી છીએ. આપણો દેશ ગૂજરાત છે. આપણી ભાષા **ગૂજરાતી** છે, આપણા આચારવિચાર, રહેણીકરણી સર્વ ગૂજરાતી છે. આપણી ભાષાનો ઇતિહાસ જાણવો, તેને શુદ્ધ અને સરળ સ્વરૂપે, તેમજ આકર્ષક રીતે બોલી–લખી જાણવી એ આપણી ફરજ છે.

હિંદમાં આજથી આસરે ત્રણ હજાર વર્ષ પહેલાં સંસ્કૃત એ દેશભાષા હતી. संस्कृत એટલે સંસ્કાર પામેલી, શુદ્ધ થયેલી ભાષા. આ ભાષા ઘેર ઘેર અને શેરીએ શેરીએ બોલાતી. તે માત્ર વિદ્વાનોની જ ભાષા ન હતી. ત્યાર બાદ ધીરે ધીરે સંસ્કૃત ભાષામાં ફેરફારો થતા ગયા અને પ્રદેશો પ્રમાણે તેનાં જુદાં જુદાં રૂપાન્તરો થવા લાગ્યાં. મૂળ સંસ્કૃત ઉપરથી બનેલી આ સઘળી ભાષાઓને प्राकृत ભાષાઓ કહેવામાં આવે છે. (સંસ્કૃત શબ્દ प्रकृति એટલે મૂળ, માટે प्राकृत એટલે મૂળ સ્વરૂપની) મરાઠી, હિંદી, બંગાળી, ગૂજરાતી એ સર્વ ભાષાઓ પ્રાકૃત ભાષાઓમાંથી બનેલી ભાષાઓ છે.

આમ ગૂજરાતી ભાષા સંસ્કૃત પરથી પ્રાકૃતદ્વારા ઉત્પન્ન થયેલી છે. તેમાં ઘણા સંસ્કૃત ભાષાના શબ્દો કોઈ પણ વિકાર વગર વપરાય છે, જેવા કે નીતિ, રવિ, બુદ્ધિ, વગેરે. તેમજ કેટલાક શબ્દો સંસ્કૃતમાંથી વિકાર પામીને બનેલા છે, જેવાકે વરસ (સં. वर्ष). ચાંદો (સં. चन्द्र), આંસુ (સં. अश्रु) વગેરે. વળી ગૂજરાતમાં મુસલમાનોનું રાજ્ય રહ્યું તે દરમ્યાન કેટલાક ફારસી અને અરબી ભાષાના શબ્દો

પણ ગૂજરાતી ભાષામાં પ્રવેશ પામ્યા છે. જેવા કે ગુમાસ્તો, કારકુન, બંદોબસ્ત, ખુરશી (કુરસી)બેવકૂફ, રૂમાલ વગેરે શબ્દો ફારસી છે, અને કાયમ, કિતાબ, કાયદો વગેરે શબ્દો અરબી છે. ત્યારબાદ યુરોપીય પ્રજાઓ હિંદુસ્તાનમાં આવી એટલે તેમના સંસર્ગને પરિણામે કેટલાક અંગ્રેજી, પોર્ટુગીઝ વગેરે ભાષાના શબ્દો પણ ગૂજરાતીમાં ઘરગથ્થુ બની વપરાવા લાગ્યા છેઃ જેમકે પેનસીલ, સ્કૂલ, ટેબલ, ટિકિટ વગેરે અંગ્રેજી શબ્દો; મેજ, પાયરી વગેરે પોર્ટુગીઝ શબ્દો; ઈસ્કોતરો ફ્રેંચ શબ્દ. આધુનિક ગૂજરાતી ભાષામાં સંસ્કૃત, પ્રાકૃત, ફારસી, અરબી, અંગ્રેજી, પોર્ટુગીઝ વગેરે ભાષાઓનું મિશ્રણ જણાય છે.

### વ્યાકરણ

ભાષા શુદ્ધ રીતે બોલવાના તથા લખવાના નિયમો દર્શાવનાર શાસ્ત્રને વ્યાકરણ કહે છે. પ્રત્યેક ભાષામાં આવા નિયમો હોય છે. વ્યાકરણ એટલે સ્પષ્ટીકરણ. ભાષામાં શુદ્ધ શબ્દો કયા છે અને અશુદ્ધ કયા છે, તેમને પ્રત્યયો કેવા લાગે છે, પ્રત્યયોના અર્થ શા થાય છે, વાક્યમાં શબ્દો કેવી રીતે જોડાય છે એ બધી બાબતોનું સ્પષ્ટીકરણ કરતું શાસ્ત્ર એ વ્યાકરણ. કોઈ પણ ભાષાનું સારું જ્ઞાન મેળવવા માટે તેના વ્યાકરણનું જ્ઞાન આવશ્યક છે.

* * *

### ભાષાનું બંધારણ

ભાષાનું મૂળ વર્ણ અથવા અક્ષર છે. અક્ષરોના સંયોજનથી **શબ્દ, શબ્દસમૂહ, વાક્ય વગેરે બને છે.**

### અક્ષર

આપણે બોલીએ ત્યારે જુદા જુદા નાનામાં નાના જે ઉચ્ચારો થાય છે, તે ઉચ્ચારોને અક્ષર કહે છે.

અક્ષરોના મુખ્ય બે પ્રકાર છેઃ સ્વર અને વ્યંજન.

## સ્વર

જે અક્ષરોના ઉચ્ચાર પોતાની મેળે થઇ શકે છે તેને સ્વર કહે છે.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ.

ઉપરના અગિયાર સ્વરો છે. તેમનો ઉચ્ચાર કરવામાં બીજા કશાની મદદ લેવી પડતી નથી.

ઉપરના સ્વરના નીચે પ્રમાણે વિભાગ થાય છે.

હ્રસ્વ—ટૂંકા ઉચ્ચાર વાળા-અ, ઇ, ઉ, ઋ.

દીર્ઘ—લાંબા ઉચ્ચારવાળા--આ, ઈ, ઊ. ( ઋનું દીર્ઘરૂપ ગૂજરાતીમાં વપરાતું નથી ) એ, ઐ, ઓ, ઔ બે સ્વરોના મિશ્રણથી બનેલા છે માટે તે પણ દીર્ઘ કહેવાય.

સ્વરના બીજી દૃષ્ટિએ પણ વિભાગ પડે છે.

૧. સવર્ણ સ્વર—અ, આ; ઇ, ઈ; ઉ, ઊ — એક જ જાતના ઉચ્ચારવાળા હોય તે સવર્ણ સ્વર

૨. અસવર્ણ સ્વર—અ–ઈ; ઉ–ઓ; વગેરે — જુદી જાતના ઉચ્ચારવાળા હોય તે અસવર્ણ સ્વર

## વ્યંજન

જે અક્ષરો પોતાની મેળે બોલી શકાતા નથી, પણ જેમાં સ્વર ભેળવીએ તો જ ઉચ્ચાર થઈ શકે તે અક્ષરોને વ્યંજન કહે છે. વ્યંજન એટલે વિશેષ અંજન—[ સ્વરનું અંજન ( ઉમેરણ ) કરવું પડે છે માટે. ]

વ્યંજન ૩૪ છે:— ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્.

ઉપરના વ્યંજનોમાં ક્ થી મ્ સુધીના વ્યંજનો **વર્ગીય વ્યંજનો** કહેવાય છે. ઉચ્ચારણના સ્થાન મુજબ દરેક પાંચ પાંચ વ્યંજનોનો એક વર્ગ હોય છે. દરેક વર્ગના પહેલા બે અક્ષરો **અઘોષ વ્યંજન** અને પાછલા ત્રણ અક્ષરો **ઘોષ વ્યંજન** કહેવાય છે. દરેક વર્ગનો છેલ્લો અક્ષર **અનુનાસિક** વ્યંજન કહેવાય છે. ય્, ર્, લ્, વ્, હ્ ઘોષ વ્યંજનો છે. જ્યારે શ્, ષ્, સ્ અઘોષ વ્યંજનો છે.

નીચેના કોઠાથી આ હકીકત સ્પષ્ટ થશે.

| વર્ગીય વ્યંજનો | | | | | | અવર્ગીય વ્યંજનો |
|---|---|---|---|---|---|---|
| વર્ગનો પ્રકાર | અઘોષ | | ઘોષ | | અનુનાસિક | |
| કંઠસ્થાનીય | ક્ | ખ્ | ગ્ | ઘ્ | ઙ્ | હ્ |
| તાલુ સ્થાનીય | ચ્ | છ્ | જ્ | ઝ્ | ઞ્ | ય, શ્ |
| મૂર્ધ સ્થાનીય | ટ્ | ઠ્ | ડ્ | ઢ્ | ણ્ | ર્, ષ્, ળ્, |
| દંતસ્થાનીય | ત્ | થ | દ્ | ધ્ | ન્ | લ્, સ્ |
| ઓષ્ઠ સ્થાનીય | પ્ | ફ્ | બ્ | ભ્ | મ્ | વ્ |

## અનુસ્વાર : વિસર્ગ

**અનુસ્વાર**—અક્ષરની ઉપર જે ( ˙ ) મીંડું મુકાય છે તે અનુસ્વાર કહેવાય છે. જેમકે, પંખી, રંગીન, મીઠું.

**વિસર્ગ**—અક્ષરથી જમણે હાથે જે બે મીંડાં મુકાય છે તે વિસર્ગ કહેવાય છે. એનો ઉચ્ચાર હ્ જેવો થાય છે. જેમકે અન્તઃ-કરણ, પ્રાતઃકાળ.

અનુસ્વાર અને વિસર્ગ હંમેશાં **સ્વરની પછી** જ આવે છે, વ્યંજન પછી આવતા નથી; અનુસ્વાર સ્વરને માથે અને વિસર્ગ સ્વરની પછી મુકાય છે.

## જોડાક્ષર

અક્ષરના બે વિભાગ થાય છેઃ **મૂળાક્ષર** અને **જોડાક્ષર**. ઉપર જે અક્ષરોનું વર્ણન આવ્યું તે સઘળા મૂળાક્ષરો છે. જ્યારે બે અથવા વધારે વ્યંજનો જોડાય ત્યારે જોડાક્ષર થાય છે. તેને **સંયુકત વ્યંજન** અથવા **સંયોગ** પણ કહે છે.

જેમકે ક્+ક = ક્ક
ત્+ત = ત્ત
ક્+ર = ક્ર
સ્+ત્+ર = સ્ત્ર
ર+મ = ર્મ વગેરે.

## શબ્દ

એક અથવા વધારે અક્ષર સાથે આવ્યાથી કોઈ અર્થ ઉત્પન્ન થાય તો તે એક અગર એક સામટા અક્ષરોને **શબ્દ** કહે છે.

એકાક્ષરી શબ્દઃ–ચા, બા, જા, ખા, ઘી, જૂ, વગેરે

બીજા શબ્દો—મગન, પાણી, પુસ્તક, વગેરે.

શબ્દોના બે પ્રકાર છેઃ–

૧. **તત્સમ**—સંસ્કૃતમાંથી એમને એમ ફેરફાર થયા વિના જે શબ્દો ગૂજરાતીમાં આવે તે તત્સમ શબ્દો કહેવાય છે—સત્ય, બુદ્ધિ, કલા.

૨. **તદ્ભવ**—સંસ્કૃત શબ્દમાંથી ફેરફાર થઇને જે શબ્દો ગૂજરાતીમાં આવ્યા હોય તે તદ્ભવ શબ્દો કહેવાય છે—દુગ્ધ-**દૂધ**, પક્ષી-**પંખી**, અશ્રુ-**આંસુ** વગેરે.

## શબ્દસમૂહ

કેટલાક શબ્દો એકઠા મૂકવાથી શબ્દસમૂહ બને છે. વાંચી વાંચીને, સવારમાં સ્નાન કર્યા બાદ, એવો નાદાન એ રાજા હોત તો, વગેરે શબ્દસમૂહો છે. (આવા શબ્દસમૂહને **પદ** પણ કહે છે.) તેમાંથી અર્થ નીકળે છે, છતાં તે પૂરેપૂરો નીકળતો નથી; વાંચનારની જિજ્ઞાસા પૂરેપૂરી તૃપ્ત થતી નથી. જાણે હજુ કંઇક કહેવાનું બાકી હોય એમ લાગે છે. 'વાંચી વાંચીને'—શું થયું? 'સવારમાં સ્નાન કર્યા બાદ' શું બન્યું? 'એવો નાદાન એ રાજા હોત તો'–શું થાત? વગેરે જાણવાનું અધૂરું રહે છે.

## વાક્ય

એક શબ્દ વડે, અથવા એકથી વધારે શબ્દને એક બીજાના સંબંધમાં મૂકીને, સંપૂર્ણ અર્થ દર્શાવાય તો તે શબ્દ અથવા શબ્દ-સમૂહને **વાક્ય** કહે છે.

૧. ઊઠ.
૨. લખ.
૩. નિર્મળા લખે છે.
૪. રમણ દરરોજ પ્રાર્થના કરે છે.
૫. રાજાએ આખો દેશ કબજે કર્યો.
૬. અરેરે, પેલા ગરીબની કેવી દયાજનક દશા છે!

ઉપરનાં છ **વાક્યો** છે. તે પ્રત્યેક પૂરેપૂરો અર્થ રજૂ કરે છે.

## પ્રશ્નો

૧. પ્રાકૃત ભાષા એટલે શું? તેનાં નામ આપો.

૨. પરભાષાના કેટલાક શબ્દો ગણાવો.

૩. સવર્ણ અને અસવર્ણ સ્વર એટલે શું ? તેનાં દૃષ્ટાંત આપો.

૪. વર્ગીય વ્યંજન, અવર્ગીય વ્યંજન, ઘોષ વ્યંજન, અઘોષ વ્યંજન વગેરે દૃષ્ટાંત આપી સમજાવો.

૫. તત્સમ શબ્દ અને તદ્ભવ શબ્દ એટલે શું? તેનાં ત્રણ ત્રણ દૃષ્ટાંત આપો.

૬. શબ્દસમૂહ અને વાક્યમાં શો તફાવત છે?

# પ્રકરણ ૨ જું

## નામ

### પ્રકાર : જાતિ : વચન : વિભક્તિ

**કમલા** ગાય છે.

**જ્યોતિ** વાંચે છે.

**સિંહ** ઘૂરકે છે.

ઉપરનાં ત્રણે વાક્યો છે. એ વાંચતાં જણાશે કે દરેકમાં બે શબ્દો છે; એક કાળા અક્ષરે અને બીજો સામાન્ય અક્ષરે લખેલો. કાળા અક્ષરે લખેલા શબ્દો નામ છે. સામાન્ય અક્ષરે લખેલા શબ્દો ક્રિયાપદ છે.

દરેક વાક્યમાં મુખ્ય બે પદો હોય છે. **નામ** અને **ક્રિયાપદ**. આખા વાક્યનો આધાર ક્રિયાપદ ઉપર હોય છે. જો તે પદ ન હોય તો વાક્યમાંથી કાંઇપણ અર્થ નીકળે નહિ. એટલે ક્રિયાપદ એ **પ્રધાનપદ** અર્થાત્ મુખ્ય પદ કહેવાય છે. નામ ક્રિયાપદના ઉપર આધાર રાખે છે. 'નામ' શબ્દ મૂળરૂપે 'જ્ઞા' પરથી છે. નામ Gnomeનું સગું છે.

આ પ્રમાણે પ્રાણી, પદાર્થ, વિચાર, લાગણી, ક્રિયા કે ગુણ બતાવનાર પદને નામ કહે છે.

### : પ્રકાર :

નામ સામાન્ય રીતે પાંચ પ્રકારનાં છે; પરંતુ તે મુખ્ય બે પ્રકારના પેટા પ્રકાર છે. એટલે કે નામના મુખ્ય બે પ્રકાર છે:

૧. ઇન્દ્રિયોથી ઓળખી શકાય તેવાં, અને

૨. મનથી સમજી શકાય તેવાં.

આ બે મુખ્ય પ્રકારના પેટા પ્રકારો નીચે પ્રમાણે છે.




આ પ્રમાણે પાંચ પ્રકારનાં નામ થયાં. તેનાં લક્ષણો તપાસીએ.

૧. **જાતિવાચક નામ**—કોઈ પણ પદાર્થ, પ્રાણી કે વ્યક્તિના વર્ગને તેના સામાન્ય ગુણ (રૂપ, રંગ, આકાર વગેરે) ઉપરથી જે નામ આપવામાં આવે છે તે જાતિવાચક નામ કહેવાય છે. જેમકે પાંખ હોય તે બધાંને **પંખી** કહેવાય, લીલા શરીર અને લાલ ચાંચવાળા પક્ષીને **પોપટ** કહેવાય વગેરે. આવા સામાન્ય ધર્મને સંસ્કૃતમાં જાતિ કહે છે. તેથી આવા પ્રકારનાં નામો જાતિવાચક નામો તરીકે ઓળખાય છે. નદી, સિંહ, પર્વત, ગુલાબ, માણસ, ગાય, ચોપડી વગેરે આ પ્રકારનાં નામ છે.

જાતિવાચક નામ આખા વર્ગને તેમજ તે વર્ગની કોઈ પણ વ્યક્તિને લાગુ પડે છે. 'હાથી' એટલે હાથીનો આખો વર્ગ તેમજ તે વર્ગની દરેક વ્યક્તિ. આ દૃષ્ટિએ જાતિવાચક નામ સમૂહવાચક નામથી જુદાં પડે છે.

૨. **સંજ્ઞાવાચક નામ**—એક જ વ્યક્તિને કે વસ્તુને કે પ્રાણીને, (તેના ગુણની દૃષ્ટિ વિના, આપણી ઇચ્છા પ્રમાણે જ) જે ખાસ—વિશિષ્ટ—નામ આપ્યું હોય તે સંજ્ઞાવાચક નામ. અમુક છોકરીને આપણે મનોરમા કહીએ અને પાર્વતી નહિ એનું કાંઈ ખાસ કારણ નથી. તેમ અમુક નદીને નર્મદા જ કહેવાને કાંઈ ખાસ કારણ નથી. માટે આવાં નામો, જેવાં કે કૃષ્ણ, સોરાબ, મુંબઇ, હિમાલય, ગંગા, વગેરે સંજ્ઞાવાચક નામો છે.

**૩. સમૂહવાચક નામ**—જે નામ આખા સમૂહને જ આપવામાં આવ્યું હોય અને જે તે સમૂહની એકાદ વ્યક્તિ કે પદાર્થને લાગુ ન પડતું હોય તે સમૂહવાચક નામ છે; લશ્કર, કાફલો, ધારાસભા, મંડળ વગેરે. આ દાખલાઓથી સમજાશે કે સિપાઈઓના આખા સમૂહને આપણે લશ્કર કહી શકીએ, પ્રત્યેક સિપાઇને લશ્કર કહી શકાય નહિ.

બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો આવાં સમૂહવાચક નામો પણ અમુક ગુણ ધરાવે છે અને એ ગુણને લીધે બીજાં નામોથી જુદાં પડે છે, માટે તેમને જાતિવાચક નામો પણ કહી શકાય. તે સમૂહની છૂટી છૂટી વ્યક્તિઓને લાગુ ન પડે, તેમના સમૂહને જ લાગુ પડે. તેથી જ સમૂહવાચક નામ જાતિવાચક નામથી જુદાં પડે છે.

**૪. દ્રવ્યવાચક નામ**—અનાજ, ધાતુ, વગેરે પદાર્થોને દ્રવ્ય કહે છે. એ દ્રવ્યના જથ્થાને સૂચવતાં નામ તે દ્રવ્યવાચક નામ. અનાજનાં નામ, ધાતુનાં નામ, ઇત્યાદિ આવા પ્રકારનાં નામ છે. દા. ત. ઘી, લોટ, ગોળ, તેલ, પાણી, સોનું, બાજરી, વગેરે.

દરેક જુદા જુદા પ્રકારના દ્રવ્યમાં પણ કોઈ સામાન્ય ગુણ રહેલો હોય છે. તેથી આ નામો જાતિવાચકના વર્ગમાં પણ આવી શકે છે.

આ દૃષ્ટિએ જોતાં સમૂહવાચક અને દ્રવ્યવાચક નામ જાતિવાચક નામના પેટા વિભાગ જેવાં લાગે છે.

**૫. ભાવવાચક નામ**—કેટલાંક ગુણ, ક્રિયા કે ભાવનાં નામ ઇન્દ્રિયોથી ઓળખી શકાતાં નથી, પણ મનથી સમજી શકાય છે. આવાં નામો ભાવવાચક નામ કહેવાય છે. દા. ત. ક્રોધ, આશા, ઉમંગ, સત્ય, પ્રેમ વગેરે.

× વિશેષણ, ક્રિયાપદ અને જાતિવાચક નામને જુદા જુદા પ્રત્યયો લગાડવાથી પણ ભાવવાચક નામ બને છે.

---

× આ માટે વાંચો પ્રકરણ ૯ મું.

| ૧. વિશેષણ | પ્રત્યય | ભાવવાચક નામ (ગુણવાચક) |
|---|---|---|
| નરમ | આશ | નરમાશ |
| મર્દ | આઈ | મર્દાઈ |
| ડાહ્યો | પણુ | ડહાપણુ |
| ઊંડું | આણુ | ઊંડાણુ |
| અંધ | પો | અંધાપો |
| મધુર | તા | મધુરતા |
| નવીન | ,, | નવીનતા |

| ૨. ક્રિયાપદ | પ્રત્યય | ભાવવાચક નામ (ક્રિયાવાચક) |
|---|---|---|
| ગાવું ( गै ) | અન | ગાયન |
| ભજવું ( भज् ) | ,, | ભજન |
| ગભરાવું | આટ | ગભરાટ |
| કરવું ( कृ ) | તા | કર્તા |
| ચડવું | આવ | ચડાવ |

| ૩. નામ | પ્રત્યય | ભાવવાચક નામ |
|---|---|---|
| સ્ત્રી | ત્વ | સ્ત્રીત્વ |
| ગુરુ | ,, | ગુરુત્વ |
| પંડિત | આઈ | પંડિતાઈ |
| પંડિત | ય | પાંડિત્ય |
| લવણુ | ,, | લાવણ્ય |

## બીજાં નામો જાતિવાચક નામ તરીકે

સંજ્ઞાવાચક નામ જાતિવાચકના અર્થમાં:—આ કવિ **બીજો કાલિદાસ છે; પ્રેમાનંદ એ ગૂજરાતનો શેક્સ્પિયર છે.** અહીં કાલિદાસ અને શેક્સ્પિયર એટલે કાલિદાસ અને શેક્સ્પિયર જેવી કવિત્વશક્તિ ધરાવનાર વ્યક્તિઓ.

ભાવવાચક નામ જાતિવાચક નામ તરીકેઃ—તમારા **ઉપકાર** હું કેમ ભૂલી શકું ? અહીં ઉપકાર બહુવચનમાં છે. ઉપકાર એટલે ઉપકારનાં કર્યો.

સમૂહવાચક નામ જાતિવાચક નામ તરીકેઃ—બન્ને **લશ્કરો** મેદાનમાં મળ્યાં.

દ્રવ્યવાચક નામ જાતિવાચક નામ તરીકેઃ—મેં બહુ ગામનાં **પાણી** પીધાં છે.

: જાતિ :

જાતિ ત્રણ પ્રકારની છેઃ—નર, નારી, નાન્યતર.

ગૂજરાતીમાં નામના આકાર પરથી જાતિનો નિર્ણય કરવો મુશ્કેલ છે. સામાન્ય રીતે નામને 'કેવો', 'કેવી', 'કેવું' વગેરે પ્રશ્નો પૂછી નર, નારી કે નાન્યતરજાતિ નક્કી કરવામાં આવે છે. જાતિ નક્કી કરવાના ત્રણ સામાન્ય નિયમો નીચે મુજબ છેઃ—

૧. **ઓકારાન્ત નામ નરજાતિનાં**—છોકરો, રોટલો, પાટલો.

૨. **ઇકારાન્ત નામ નારી જાતિનાં**—છોકરી, માછલી, સોટી.

૩. **અનુસ્વારવાળાં ઉકારાન્ત** ('ઉ' જેને છેડે છે તેવાં) **નામ નાન્યતર જાતિનાં**—ઠીંધિયું, ઝરણું, નાળું, ફોતરું.

પરંતુ આ સામાન્ય નિયમમાં અનેક અપવાદો છે.

( ૧ ) કેટલાંક ઓકારાન્ત નામ નારી જાતિનાં અને કેટલાંક નાન્યતર જાતિનાં હોય છે—

ઘો, જળો, છો—નારી જાતિ
મોં—નાન્યતર જાતિ

( ૨ ) કેટલાંક ઈકારાન્ત નામ નર જાતિનાં અને કેટલાંક નાન્યતર જાતિનાં હોય છે,

સોની, ધોબી, જોષી—નર જાતિ
પાણી, ઘી—નાન્યતર જાતિ

( ૩ ) કેટલાંક ઉંકારાન્ત નામ નર જાતિમાં હોય છે.

ઘઉં—નર જાતિ.

આવા અનેક અપવાદોને લીધે ગૂજરાતીમાં નામની જાતિ ઓળખવાનું કામ પરભાષીઓ માટે મુશ્કેલ છે. છતાં ગૂજરાતી બોલનારને તો તે ઘણું જ સરળ અને સહજ છે.

નર જાતિનાં નામો સાથે સંબંધ ધરાવે એવાં નારી જાતિનાં કેટલાંક નામો હોય છે. તે બે પ્રકારનાં હોય છે. (૧) નારી જાતિ દર્શાવવા જુદો જ શબ્દ વાપરવાથી અને (૨) નરજાતિના નામને અમુક પ્રત્યયો લગાડવાથી થાય છે.

૧. જુદા શબ્દોથી

| નર જાતિ | | નારી જાતિ | નર જાતિ | | નારી જાતિ |
|---|---|---|---|---|---|
| મરદ | : | બૈરી, ઓરત | બાપ | : | મા |
| ઊંટ | : | સાંઢણી | પાડો | : | ભેંસ |
| મોર | : | ઢેલ | બળદ—આખલો | : | ગાય. |

૨. પ્રત્યયો વડે

| નર જાતિ | પ્રત્યય | નારી જાતિ |
|---|---|---|
| કોકિલ | આ | કોકિલા |
| નર | ઈ | નારી |
| દેવ | ,, | દેવી |
| ઇંદ્ર | આણી | ઇંદ્રાણી |
| કોળી | અણ—એણ | કોળણ—કોળેણ |
| માળી | ,, | માળણ—માળેણ |
| પટેલ | આણી | પટલાણી |
| પિશાચ | અણી | પિશાચણી |
| હજામ | ડી | હજામડી |

ઉપર જણાવ્યા પ્રમાણે જાતિનિર્ણયના નિયમોમાં અનેક અપવાદો હોઈ મુશ્કેલીઓ ઊભી થતી હોવાથી રોજના ઉપયોગનાં કેટલાંક નામ તેમની જાતિ સાથે નીચે આપ્યાં છે.

| **નર જાતિ** | **નારી જાતિ** | **નાન્યતર** |
|---|---|---|
| મિત્ર | વાત | ખેતર |
| દેશ | લગામ | મુંબઇ |
| નિબંધ | આશા | મોતી |
| વિચાર | મમતા | વર્તમાનપત્ર |
| આકાર | પ્રજા | કાવ્ય |
| લાગ | કૃપા | આંસુ |
| ધ્વનિ | વાડી | દુઃખ |
| વાયુ | પ્રીતિ | આકાશ |
| મેહ | ધાતુ | દૈવ |
| ક્ષય | વલે | અભિમાન |
| મત | ઘો | દાન |
| વ્યંજન | વય | ધન |
| યશ | કવિતા | ધ્યેય |

કેટલાક શબ્દો બે જાતિમાં વપરાય છે—

**નર અને નારી**—શોધ, તપાસ, તંબાકુ, ચા, વખત, ગૂજરાત.

**નર અને નાન્યતર**—માણસ.

**નારી અને નાન્યતર**—જનોઈ, સોપારી, વિલાયત.

ગામનાં નામ **એકલાં** વપરાયાં હોય તો તે નાન્યતર જાતિમાં હોય છે. મુંબઈ કરાંચી કરતાં ઘણું મોટું છે.

## : વચન :

વચન બે છે : **એકવચન** અને **બહુવચન**

**એકવચન**—જે શબ્દમાં એકપણાનો અર્થ હોય અથવા જે

શબ્દ એક જ ચીજ એક જ જોડ, કે એક જ સમૂહ બતાવે, તે એકવચન છે. છોકરો, ઘડિયાળ, ચકલી, સિંહ વગેરે.

**બહુવચન**—જે શબ્દમાં એક કરતાં વધારેનો અર્થ આવે અથવા જે શબ્દ એક કરતાં વધારે ચીજ દેખાડે તે બહુવચન છે. છોકરાઓ, ઘડિયાળો, ચકલીઓ, સિંહો, વગેરે.

એકવચનનું બહુવચન કરવાના સામાન્ય નિયમો નીચે પ્રમાણે છેઃ—

| એકવચન | બહુવચન | નિયમ |
|---|---|---|
| માણસ | માણસો | સામાન્ય રીતે બહુવચનનો પ્રત્યય ઓ છે. |
| ચોપડી | ચોપડીઓ | |
| છોકરો | છોકરા–છોકરાઓ | ઓકારાન્ત નામનું બહુવચન 'ઓ' નો 'આ' કર્યાથી થાય છે. 'આ' કર્યા પછી પણ કેટલીક વખત 'ઓ' લગાડાય છે. |
| ખીલો | ખીલા–ખીલાઓ | |
| કૂતરું | કૂતરાં | ઉકારાન્ત નામોમાં 'ઉં'નું 'આં' કર્યાથી બહુવચન થાય છે. |
| ઈંડું | ઈંડાં | |
| છોકરું | છોકરાં | |

**સંજ્ઞાવાચક નામ, ભાવવાચક નામ, સમૂહવાચક નામ, તેમજ દ્રવ્યવાચક નામ સામાન્ય રીતે એક વચનમાં વપરાય છે. માત્ર જાતિવાચક નામને જ બહુવચન હોય છે.** પરંતુ જ્યારે પદાર્થની જૂદી જૂદી જાતો દેખાડવી હોય છે, ત્યારે ઉપલાં નામો બહુવચનમાં આવે છે. જેમ–તેણે ઘણા દેશનાં પાણી પીધાં છે.

મરી, ઘઉં, તલ, અડદ, મગ, ફાંફાં, વગેરે નામો હમેશ બહુવચનમાં જ રહે છે.

કેટલીક વાર એક વ્યક્તિને માન આપવા માટે તેવા નામને બહુવચનમાં વાપરવામાં આવે છે. જેમકે—ગુરુજી પધાર્યા, સાહેબ આવ્યા, વગેરે. આને **માનાર્થે બહુવચન** કહે છે.

## વિભક્તિ : તેના અર્થ

નામનો નામ સાથે કે ક્રિયાપદ સાથેનો સંબંધ સમજવા માટે નામને જુદા જુદા પ્રત્યય લાગે છે. આવા પ્રત્યયો કર્તા, કર્મ, કરણ આદિ અર્થોનો વિભાગ કરે છે—તેને છૂટાં પાડી સમજાવે છે–માટે એને વિભક્તિ કહે છે.

ગૂજરાતીમાં કુલ સાત વિભક્તિ છે. તેમાંની છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓને ક્રિયાપદ સાથે સંબંધ હોય છે માટે તે **કારક-વિભક્તિ** કહેવાય છે. કારક એટલે ક્રિયાપદ સાથે સંબંધ. છઠ્ઠી વિભક્તિનો સંબંધ નામ સાથે હોય છે. તે નામનો કંઈક વિશેષ અર્થ બતાવે છે. એટલે છઠ્ઠી વિભક્તિના પ્રત્યયવાળું નામ તેની પછીના નામના વિશેષણની ગરજ સારે છે. માટે છઠ્ઠી વિભક્તિને **વિશેષણ વિભક્તિ** પણ કહે છે. દાખલા તરીકે 'વનના છોડ.' અહીં '**વનના** છોડ'ને બદલે '**વન્ય** છોડ' કહી શકાય. 'વન્ય' વિશેષણ છે. તેનો અર્થ 'વનના' થયો એટલે તે પણ વિશેષણ થયું. માટે છઠ્ઠી વિભક્તિમાં વપરાયેલું નામ વિશેષણની ગરજ સારે છે.

### પ્રત્યયો

દરેક વિભક્તિને ખાસ પ્રત્યય હોય છે અને તે નામને એકવચન તેમજ બહુવચનમાં લાગે છે.

| વિભક્તિ | પ્રત્યય | એકવચન | બહુવચન |
|---|---|---|---|
| પહેલી | કંઇ નહિ | છોકરો | છોકરાઓ |
| બીજી | કંઈનહિ અથવા ને | છોકરાને | છોકરાઓને |
| ત્રીજી | એ | છોકરાએ | છોકરાઓએ |
| ચોથી | ને | છોકરાને | છોકરાઓને |
| પાંચમી | થી, થકી | છોકરાથી -થકી | છોકરાઓથી–થકી |
| છઠ્ઠી | નો, ની, નું, નાં | છોકરાનો-ની-નું-નાં | છોકરાઓનો-ની-નું-નાં |
| સાતમી | માં, એ | છોકરામાં | છોકરાઓમાં |

| વિભક્તિ | પ્રત્યય | અર્થ | દાખલો | સમજૂતી |
| --- | --- | --- | --- | --- |
| પહેલી | કંઇ નહિ | (૧) નામાર્થે અથવા પ્રાતિ-પદિકાર્થે | હું કાગળ વાંચું છું. માણસ પૈસા ગણે છે. | અહીં 'હું' અને 'માણસ' કર્તા છે. પણ તેમનો અર્થ બતાવવા માટે કોઇ પણ જાતનો પ્રત્યય લાગ્યો નથી. એટલે પોતાનો અર્થ પોતે જ બતાવે છે. એવું નામ પોતાનો અર્થ પોતે જ બતાવે છે તેથી નામાર્થે કહેવાયું. નામ એટલે પ્રાતિપદિક–માટે નામાર્થેને પ્રાતિપ-દિકાર્થે પણ કહેવાય. |
| | | (૨) સંબોધનાર્થે | ભાઈ, હવે વાંચવું શરૂ કર. પ્રભુ, મને ક્ષમા કર. | કોઇને બોલાવી કે સંબોધીને કહેવામાં આવે ત્યારે. |
| | | (૩) વિધેયવાચક | લંડન સૌથી મોટું શહેર છે. તે સારો માણસ લાગતો નથી. | થવું, બનવું, દેખાવું, જણાવું, વગેરે અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદોનો અર્થ પૂરો કરવા જે નામ વપરાય તે. પૃથક્કરણમાં તે વિધેયના ખાનામાં મુકાય છે. |
| | | (૪) પરિમાણ વાચક | તેણે ત્રણ શેર સાકર લીધી. ત્રણ હાંડા દૂધ ઢોળાયું. | પરિમાણ એટલે માપ. માપ બતાવનાર શબ્દો પણ પહેલીમાં વપરાય. |
| બીજી | કંઈ નહિ અથવા ને | (૧) કર્માર્થે | હું અરજી કરું છું. તે ગાયને મારે છે. | બીજી વિભક્તિનો મુખ્ય અર્થ કર્મનો છે. નિર્જીવ પદાર્થને પ્રત્યય લાગતો નથી. સજીવને "ને" પ્રત્યય લાગે છે. |
| | | (૨) ગત્યર્થે | તે દિલ્હી ગયો. માલ જાપાન મોકલ્યો. | જે સ્થળ ભણી ગતિ થતી હોય તે સ્થળ બીજી વિભક્તિમાં આ અર્થમાં વપરાય છે. |

| વિભક્તિ | પ્રત્યય | અર્થ | દાખલો | સમજૂતી |
|---|---|---|---|---|
| | | (૩) મર્યાદા-વાચક | તે પાંચ દિવસ મુંબઈ રહ્યો. હું ત્રણ ગાઉ ચાલ્યો. | કાર્ય કરવામાં સમયની કે સ્થળની હદ બતાવવામાં આવે તેને મર્યાદાવાચક કહે છે. |
| ત્રીજી | એ | (૧) કર્તાર્થે | વિદ્યાર્થીએ કવિતા વાંચી. મિત્રે દગો દીધો. | ત્રીજી વિભક્તિનો મુખ્ય અર્થ કર્તા છે. ક્રિયાપદને "કોણ ?" પ્રશ્ન પૂછવાથી પહેલી વિભક્તિ મળે છે. "કોણે" પ્રશ્ન પૂછવાથી ત્રીજી વિભક્તિ મળે છે. |
| | | (૨) કરણાર્થે | બધું કામ હાથે કરો. સારી રીતે વાંચો. | કરણ, એટલે જે વડે કામ કરાય તે, ક્રિયા કરવામાં જેની મદદ લીધી હોય તે સાધન એટલે કરણ. |
| | | (૩) હેતુવાચક | તાવે તે પીડાય છે. ટંડીએ તે થથરે છે. | હેતુ એટલે કારણ. જે કારણને લઇને ક્રિયા થાય છે. |
| | | (૪) ફળવાચક | એ ત્રણ વર્ષે પાસ થયો. પાંચ દિવસે કામ પૂરું થયું. | અમુક કામનું ફળ એટલે પરિણામ કેટલા સમય પછી આવ્યું તે બતાવનાર. અહીં સમયની મર્યાદાએ ફળ સંબંધી વાત કરવી જોઇએ. |
| ચોથી | ને | (૧) સંપ્રદા-નાર્થે | ઈશ્વરે તેને બદલો આપ્યો. તેણે મને સંદેશો મોકલ્યો. | કાંઇક આપવાની ક્રિયા સુચવાતો હોય તે. સોંપવું, મોકલવું, લખવું વગેરેનો તેમાં સમાવેશ થાય છે. |

| વિભક્તિ | પ્રત્યય | અર્થ | દાખલા | સમજૂતી |
| --- | --- | --- | --- | --- |
| | | (૨) તાદર્થ્યે | તમે **વાંચવા** આવશો ? હું પુસ્તક **લેવા** ગયો. | તાદર્થ્યે એટલે 'તેના અર્થમાં, એટલે **માટે**ના અર્થમાં વપરાયું હોય તે. 'વાંચવા' એટલે વાંચવા માટે. |
| | | (૩) કર્તાના અર્થમાં | **મારે** આજે ખાવું નથી. રમણને મુંબઇ જવું છે. | આ વાક્યમાં કર્તાના અર્થમાં ચોથી વપરાઇ છે. |
| | | (૪) છઠ્ઠીના અર્થમાં | **નિશાળને** બે દરવાજા છે અમદાવાદને ફરતો કોટ છે | એટલે નિશાળના બે દરવાજા છે. અમદાવાદનો કોટ. |
| પાંચમી | થી, થકી | (૧)અપાદાનાર્થે | તેના **ભાષણથી** બધા કંટાળ્યા. પોલીસે તેને **ચોરથી** બચાવ્યો. | અપાદાન એટલે છૂટા પડવું. કંટાળવું, અટકવું, વિરમવું, રક્ષવું, જન્મવું, વારવું, વગેરે ક્રિયાપદોમાં વપરાય. |
| | | (૨) આરંભના અર્થમાં | ત્રણ **દિવસથી** તે ધક્કા ખાય છે. | એટલે ત્રણ દિવસ પહેલાંથી માંડીને. ત્રીજીમાં સમયની સાથે ફળનું સૂચન જોઇએ. અહીં આરંભનું સૂચન છે. |
| | | (૩) ત્રીજીના અર્થમાં | **તેનાથી** દાખલો નથી થતો. મનુને **સોટીથી** માર્યો. | કર્તાના અર્થમાં<br>કરણના અર્થમાં |
| છઠ્ઠી | નો, ની, નું નાં | (૧) સંબંધના અર્થમાં | **રાજાનો** નોકર | રાજા ને નોકરનો સંબંધ બતાવે છે. |
| | | (૨) ત્રીજીના અર્થમાં | **શિક્ષકનો** માનીતો વિદ્યાર્થી | શિક્ષકે માનેલો વિદ્યાર્થી |

| વિભક્તિ | પ્રત્યય | અર્થ | દાખલો | સમજૂતી |
|---|---|---|---|---|
| | | (૩) પાંચમીના અર્થમાં | પરિણામ ક્યારનું પડી ગયું. | આરંભનું સૂચન છે. |
| સાતમી | માં, એ. | (૧) અધિકરણાર્થે | ચોર **ઘરમાં** દાખલ થયો. ખેડૂત **ખેતરે** ગયો. | અધિકરણ એટલે સ્થળ. જેમાં સ્થળ બતાવવામાં આવ્યું હોય તે. |
| | | (૨) નિર્ધારણના અર્થમાં | **માસોમાં** માર્ગશિર્ષ માસ શ્રેષ્ઠ છે. | આખા વર્ગમાંથી અમુકને જુદું પાડવામાં આવે ત્યારે. |
| | | (૩) સતિ-સપ્તમી | **સવાર થતાં** હું જાગ્યો. **જતે દહાડે** તે ગરીબ થયો. | સત્ ધાતુનું સાતમીનું એક વચન સતિ. સતિનો અપભ્રંશ 'છતે' કે 'છતાં.' જ્યાં એ રૂપ વાપર્યું હોય કે વાપરી શકાય ત્યાં સતિ-સપ્તમીનો પ્રયોગ થયો કહેવાય. |

**બે ત્રણ વિભક્તિઓ સાથે**

૧. આપણા **દેશમાંથી** પૈસો ચાલ્યો ગયો. (સાતમી સાથે પાંચમી)

૨. **તમારામાંનો** કોઇ જવાબ આપે. ( સાતમી સાથે છઠ્ઠી )

૩. **કોઇનામાંથી** જોઇને ન લખો. (છઠ્ઠી, સાતમી, પાંચમી)

હવે તમે જોયું કે ' હું કાગળ વાંચું છું ' એ વાકયમાં 'હું' નામાર્થે પહેલીમાં છે. પણ 'કાગળ' કર્માર્થે બીજીમાં છે. પણ કર્તા જો ત્રીજી વિભક્તિમાં હોય તો કર્મ પહેલી વિભક્તિમાં આવે. દા. ત. ' મેં કાગળ વાંચ્યો. " આમાં 'મેં' ત્રીજીમાં છે અને 'કાગળ' નામાર્થે પહેલીમાં છે.

વળી પહેલી વિભક્તિના પરિમાણવાચક અર્થ અને બીજીના મર્યાદાવાચક અર્થમાં જરાક સામ્ય છે. પણ એટલું સ્પષ્ટ થવું જોઇએ કે **પરિમાણ** માત્ર વસ્તુ (દ્રવ્ય)નું માપ સૂચવે છે, જેમકે શેર, મણ; જ્યારે મર્યાદા **સ્થળ** અને **સમય** સૂચવે છે, જેમકે દિવસ, ગાઉ વગેરે.

તે જ પ્રમાણે બીજી વિભક્તિના મર્યાદાવાચક અર્થ, ત્રીજી વિભક્તિના ફળવાચક અને પાંચમીના આરંભના અર્થમાં સામ્ય છે.

૧. તે પાંચ દિવસ મુંબઈ રહ્યો. ( મર્યાદાવાચક બીજી )
૨. તે પાંચ દિવસે સાજો થયો. ( ત્રીજી ફળવાચક ).
૩. તે પાંચ દિવસથી ધક્કા ખાય છે. (આરંભના અર્થમાં પાંચમી).

આમાં પહેલા વાકયમાં માત્ર મર્યાદા સૂચવી છે. બીજા વાકયમાં સમયની સાથે તેનું ફળ ( સાજો થયો ) તે બતાવ્યું છે, માટે તે ફળવાચક ત્રીજી છે. ત્રીજા વાકયમાં ધક્કા ખાવાનો આરંભ કયારથી કર્યો તે બતાવ્યું છે, માટે તે આરંભના અર્થમાં પાંચમી છે.

## પ્રશ્નો

૧. જાતિવાચક નામ અને દ્રવ્યવાચક નામમાં તફાવત શો છે?
૨. નામની જાતિ પારખવા કોઈ સામાન્ય નિયમ છે ?
૩. નર જાતિમાંથી નારી જાતિ શી રીતે થઈ શકે ?
૪. બહુવચન શી રીતે બનાવી શકાય ?
૫. કયાં નામ એકવચનમાં વપરાય છે ?
૬. કારક વિભક્તિ અને વિશેષણ વિભક્તિ એટલે શું ?
૭. ત્રીજી વિભક્તિના બધા અર્થ દૃષ્ટાંતો સાથે ગણાવો.

૮. જાતિવાચક અને સમૂહવાચક નામમાં શો તફાવત છે?

૯. નીચેના શબ્દો પરથી નામ બનાવો:--

કાળું, વિરાગી, દીન, શુચિ, મરવું, ભરવું, ગભરાવવું, ઓળખવું, સુંદર, સુજન, માંદું, અંધ.

૧૦. નીચેના નામોનાં પ્રકાર, જાતિ, વચન કહો:-

દેશદાઝ, લશ્કરો, નર્મદા, સુકાન, કૌમુદી, પ્રેમ, હકીકત, વિહ્વળતા, મુકુટો, નૈયાયિકો, મરાઠી, કસરત, ભૂખ.

૧૧. નીચેન વાકયોમાંથી નામ શોધી તેની વિભક્તિ કહો:-

(ક) બુધવારથી હું નથી આવવાનો. (ખ) તમે તમારા મિત્રને પત્ર લખ્યો? (ગ) તાજમહાલ દુનિયામાં અદ્‌ભુત કૃતિ છે. (ઘ) મારા મિત્રે ચોપડી ખરીદી. (ઙ) મેં ચાર રતલ ચા લીધી. (ચ) તેના નામથી બધા ડરે છે. (છ) સારે દિવસે ઝગડો ન કરો. (જ) તે પગે ચાલીને દુનિયાની મુસાફરી કરે છે. (ઝ) પચીસ વર્ષે પણ દુનિયામાં શાંતિ નહિ સ્થપાય. (ઞ) હાથે કરી કોણ મરવા જાય? (ટ) પૈસાથી શું નથી થતું? (ઠ) આકાશમાં કંઈ નથી. (ડ) સર્વ વિદ્યાર્થીઓમાં કનુ શ્રેષ્ઠ છે. (ઢ) ગરમીએ તેનું માથું દુઃખે છે. (ણ) છોટુ, તું આજે રમવા જશે? (ત) વિમાન કલાકના કેટલા માઇલ દોડે છે?

# પ્રકરણ ૩ જું

## સર્વનામ

એકજ વાકયમાં કે નજીકના વાક્યોમાં એકજ નામનો વારંવાર વપરાશ કંટાળો આપનારો લાગે છે. તેવે પ્રસંગે એ નામને ફરીથી લખવાને બદલે એને સ્થાને સર્વનામ લખાય છે. સર્વનામ એટલે સર્વેનું નામ, જે સર્વ નામને સ્થાને આવી શકે. દા. ત. 'શિક્ષકે છોકરાઓને પાઠ લખાવ્યો. છોકરાઓએ પાઠ લખ્યો.' આને બદલે 'શિક્ષકે છોકરાઓને પાઠ લખાવ્યો. તેમણે તે લખ્યો.' એમ બોલવું ઠીક લાગે છે. 'તેમણે' અને 'તે' 'છોકરાઓ' અને 'પાઠ'ને બદલે અનુક્રમે વપરાયા છે; એટલે કે તેઓ નામને બદલે વપરાયેલા શબ્દો છે. માટે તે સર્વનામ છે.

**પ્રકાર**

સર્વનામ અનેક પ્રકારનાં છે.

૧. **પુરુષવાચક સર્વનામ**—પુરુષ ત્રણ છે: પહેલો, બીજો અને ત્રીજો. બોલનાર તે પહેલો પુરુષ—'હું' અથવા 'અમે'. જેની સાથે તે બોલે છે તે બીજો પુરુષ—'તું' અથવા 'તમે'. જેને વિષે તે બોલે છે તે ત્રીજો પુરુષ—'તે' અથવા 'તેઓ.'

જેમ નામને જાતિ, વચન, વિભક્તિ હોય છે તેમ સર્વનામને પણ હોય છે. પુરુષવાચક સર્વનામ ત્રણે જાતિમાં સરખાં રહે છે. પણ વચન અને વિભક્તિમાં તેઓ ફેરફાર પામે છે.

| વિભક્તિ | પહેલો પુરુષ | | બીજો પુરુષ | | ત્રીજો પુરુષ | |
|---|---|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
| પહેલી | હું | અમે | તું | તમે | તે | તેઓ |
| બીજી | મને | અમને | તને | તમને | તે, તેને | તેમને, તેઓને |
| ત્રીજી | મેં, મારે | અમે, અમારે | તેં, તારે | તમે, તમારે | તેણે | તેમણે, તેઓએ |
| ચોથી | મને–મારે | અમને, અમારે | તને, તારે | તમને, તમારે | તેને | તેમને, તેઓને |
| પાંચમી | મારાથી | અમારાથી | તારાથી | તમારાથી | તેથી–તેનાથી | તેઓથી, તેઓનાથી, તેમનાથી |
| છઠ્ઠી | મારો–રી–રું | અમારો–રી–રું | તારો–રી–રું | તમારો-રી–રું | તેનો–ની–નું | તેમનો–ની–નું તેઓનો-ની–નું |
| સાતમી | મારામાં | અમારામાં | તારામાં | તમારામાં | તેમાં, તેનામાં | તેઓમાં, તેઓનામાં, તેમનામાં |

'આપ' માન દર્શાવનારું પુરુષવાચક સર્વનામ છે અને તે માનાર્થે બહુવચનમાં જ વપરાય છે. અને તેનાં ઉપર મુજબ વિભક્તિનાં રૂપો થાય છે.

૨. **દર્શક સર્વનામ**—જે સર્વનામ દૂરના કે પાસેના પદાર્થ બતાવવા માટે વપરાય છે તે દર્શક સર્વનામ કહેવાય છે. **આ, એ, તે, પેલું** વગેરે. 'આ' નજીકના પદાર્થો દર્શાવવા માટે અને 'એ' દૂરના પદાર્થો દર્શાવવા માટે વપરાય છે, અને એ બન્નેનાં વચન તથા વિભક્તિનાં રૂપો થાય છે.

૩. **સાપેક્ષ સર્વનામ**—એટલે જે સર્વનામ પછી વાક્ય પૂરું કરવા બીજા શબ્દોની જરૂર રહે, બીજો કોઇ શબ્દ વાપરવો જ પડે, તે સર્વનામ. જેમકે, તમારે જે બોલવું હોય તે બોલો. અહીં જે સાપેક્ષ સર્વનામ છે. કારણ કે 'જે' શબ્દ વાપરીએ એટલે તેની પછી અવશ્ય 'તે' વાપરવો જ જોઇએ. 'જે' ને 'તે'ની અપેક્ષા, આકાંક્ષા રહે છે, માટે 'જે' સાપેક્ષ સર્વનામ છે. આ સર્વનામ ત્રણે જાતિમાં સરખું રહે છે. તેનું બહુવચન 'જેઓ' છે અને તેનાં વિભક્તિનાં જુદાં જુદાં રૂપો થાય છે.

જે

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલી | જે | જેઓ |
| બીજી | જે, જેને | જેઓને, જેમને |
| ત્રીજી | જેણે | જેઓએ, જેમણે |
| ચોથી | જેને | જેઓને, જેમને |
| પાંચમી | જેથી, જેનાથી | જેઓથી, જેઓનાથી, જેમનાથી |
| છઠ્ઠી | જેનો, જેની, જેનું | જેઓનો—ની—નું, જેમનો—ની—નું |
| સાતમી | જેમાં, જેનામાં | જેઓમાં, જેઓનામાં, જેમનામાં |

૪. **સંબંધી સર્વનામ**—'જે છોકરાને તમે કાલે જોયો તે મારો ભાઈ થાય છે'. અહીં 'જે'નો સંબંધ 'તે' સાથે છે અને 'તે'નો સંબંધ 'જે' સાથે છે. તેથી એ બન્ને સર્વનામ એક બીજાનાં સંબંધી સર્વનામ છે. 'તે' ત્રણ જાતિમાં સરખું રહે છે તેનું બહુવચન 'તેઓ' છે. અને 'તે'નાં વિભક્તિનાં રૂપ ત્રીજા પુરુષ સર્વનામ 'તે'ના જેવાં થાય છે.

૫. **પ્રશ્નાર્થ સર્વનામ**—પ્રશ્ન પૂછવામાં જે સર્વનામો વપરાય છે તે; કોણ, શું, કયો, કયું વગેરે.

'કોણ' બન્ને વચનમાં સરખું રહે છે. 'શું'નું બહુવચન 'શાં' છે. 'શો'નું બહુવચન 'શા' છે. 'કયો'નું બહુવચન 'કયા' અને 'કયું'નું 'કયાં' છે. આ દરેકનાં વિભકિતનાં રૂપો થાય છે.

'કોણ' તથા 'શું' ત્રણે જાતિમાં સરખાં રહે છે. શો–શી–શું તથા કયો–કયી–કયું–એમ 'શો' અને 'કયો'માં જાતિ બદલાય છે.

૬. **સ્વવાચક સર્વનામ**—'પોતે'ના અર્થમાં જે સર્વનામ વપરાય છે તે, મેં **પોતે**, તેણે **જાતે**, વગેરે.

'પોતે'નાં વિભકિતનાં રૂપ થાય છે. તે ત્રણે જાતિમાં સરખું રહે છે.

૭. **અન્યોન્યવાચક સર્વનામ**—અન્યોન્ય એટલે પરસ્પર. પરસ્પરના અર્થનાં સર્વનામ અન્યોન્યવાચક સર્વનામ કહેવાય છે: અન્યોન્ય, પરસ્પર, એક બીજું, વગેરે.

૮. **અનિશ્ચિત સર્વનામ**—આ સર્વનામમાંથી ચોક્કસ પદાર્થ કે સંખ્યા સમજાતી નથી. **કોઈને** વિદ્વાન થવાની ઇચ્છા હોય છે, **કોઈને** શ્રીમાન. અહીં "કોઇ" શબ્દ ચોક્કસ વ્યકિત કે સંખ્યા દર્શાવતો નથી. માટે તે અનિશ્ચિત સર્વનામ છે. કોઇ, કંઇ, હરેક, દરેક, સૌ, બધું, અન્ય, અમુક, ઇતર, કેટલાંક વગેરે અનિશ્ચિત સર્વનામો છે.

૯. **વિશેષણરૂપ સર્વનામ**—કેટલાંક સર્વનામ વિશેષણ તરીકે વપરાય છે. '**કોઇ** માણસ સંપૂર્ણ નથી.' '**તે** છોકરાઓ વાંચે છે.' અહીં 'કોઇ', અને 'તે' સર્વનામો છે, છતાં વિશેષણ તરીકે વપરાયેલાં હોવાથી તેવાં સર્વનામોને વિશેષણરૂપ સર્વનામ કહેવામાં આવે છે.

તમે **શું** કામ અહીં આવ્યા ?

એવો **કયો** વીર પાકયો **જેણે** આખી સલ્તનતનો નાશ કર્યો ?

**કોઈના** કામમાં દખલ ન કરવી.

**પેલા** ધૂતારા **આ** છોકરાને છેતરી ગયા.

આ વાકયોમાં શું, કયો, વગેરે કાળા અક્ષરમાં લખેલા શબ્દો **સર્વનામ** છે. પણ અહીં તેમની પાછળ નામ આવેલાં હોવાથી તે નામનો ગુણ બતાવનાર વિશેષણ કહેવાય છે.

## સર્વનામનાં જાતિવચન-વિભક્તિ

જેમ નામને જાતિ-વચન-વિભક્તિ હોય છે તેમ સર્વનામને પણ હોય છે. જે નામને બદલે સર્વનામ મૂકવામાં આવે, તે નામનાં જાતિ અને વચન તે **સર્વનામ** પ્રાપ્ત કરે છે.

## પ્રશ્નો

૧. સર્વનામના પ્રકાર ગણાવો.

૨. વિશેષણરૂપ **સર્વનામ** એટલે શું ?

૩. નીચેનાં સર્વનામોનાં ત્રીજી વિભક્તિનાં રૂપ આપો.
હું, તું, એ, પેલું, જે, કયું, એકબીજું.

૪. નીચેનાં વાકયોમાંથી સર્વનામ શોધી કાઢો, તેના પ્રકાર કહો અને તેનો પદચ્છેદ કરો:-
(ક) મારે આજ બહાર જવું છે. (ખ) તેણે વાઘને માર્યો. (ગ) આપ મને મદદ કરશો ? (ઘ) બધા સ્વાર્થી હોય ત્યાં કોણ કોને મદદ કરે ? (ઙ) શિક્ષકે આપણને આજે આવવાનું કહ્યું હતું. (ચ) ભાઈએ મને રૂપિયા મોકલ્યા. (છ) મેં પાસ થવાનો નિશ્ચય કર્યો છે. (જ) જે કરે તે ભોગવે (ઝ) આપણે આજે ફરવા નથી જવું (ઞ) તમે શાના સંબંધી વાત કરો છો ? (ટ) એકબીજાને ચાહો (ઠ) બધા માણસ સુખી હોય તો ? (ડ) આ પુસ્તક મારું છે (ઢ) મેં પોતે એ દશ્ય જોયું. (ણ) આપને મારે એક વાત કહેવી છે. (ત) તેમનામાંથી તમને ભાગ નહિ મળે.

## પ્રકરણ ૪ થું

# વિશેષણ

**સારો છોકરો**

**ચતુર પ્રધાન**

**સાત ઋષિઓ**

**પાંચમે દહાડે**

ઉપરનાં વાંકયોમાં છોકરો, પ્રધાન, ઋષિઓ, દહાડે એ સઘળાં નામ છે, એ તો તમે જાણી શકશો. એ નામોના અર્થમાં વધારો કરવામાં 'સારો', 'ચતુર' 'સાત' 'પાંચમે' એ શબ્દો એ નામો જોડે મૂકવામાં આવ્યા છે. 'સારો' 'ચતુર' એ અનુક્રમે 'છોકરો' અને 'પ્રધાન'ના ગુણ બતાવે છે. 'સાત' એ શબ્દ ઋષિઓની સંખ્યા બતાવે છે. 'પાંચમે' એ દહાડાનો સંખ્યાક્રમ બતાવે છે.

આ પ્રકારે નામના અર્થમાં વધારો કરનાર શબ્દને વિશેષણ કહેવામાં આવે છે. નામના અર્થમાંનો તે વધારો ગુણ સંબંધી કે સંખ્યા સંબંધી હોય છે. જેનો વધારો બતાવાતો હોય એ શબ્દ તે વિશેષણનું **વિશેષ્ય** કહેવાય છે. 'સારો' વિશેષણ છે, એનું 'છોકરો' વિશેષ્ય છે; 'ચતુર' વિશેષણ છે, 'પ્રધાન' એનું વિશેષ્ય છે વગેરે.

### પ્રકાર

વિશેષણના પ્રકાર મુખ્યત્વે તેના રૂપાન્તર ઉપરથી, તેના **અર્થ ઉપરથી** તેમજ તેના **કથન ઉપરથી** એમ ત્રણ રીતે થઇ શકે છે.

: ૧ :

## રૂપાન્તર ઉપરથી

વિશેષણના રૂપાન્તર ઉપરથી તેના બે પ્રકાર પડે છે : (૧) વિકારી અને (૨) અવિકારી

**વિકારી:** વિશેષ્યનાં જાતિ, વચન, વિભક્તિ પ્રમાણે જે વિશેષણમાં રૂપાન્તર થાય તેવા વિશેષણને વિકારી વિશેષણ કહે છે.

| | |
|---|---|
| દા. ત. **સારો** છોકરો | **ડાહ્યો** બ્રાહ્મણ |
| **સારી** છોકરી | **ડાહી** વાણિયણ |
| **સારું** છોકરું | **ડાહ્યું** જાનવર |
| **સારા** છોકરા | **ડાહ્યા** અમલદારો |

ઉપરના દાખલાઓમાં 'સારું' અને 'ડાહ્યું' વિશેષણો છે. વિશેષ્યની જાતિ અને વચન પ્રમાણે તેમાં ફેરફાર થાય છે. તેથી તે વિકારી વિશેષણો છે.

**અવિકારી** : જે વિશેષણમાં વિશેષ્યનાં જાતિ, વચન, વિભક્તિ પ્રમાણે રૂપાન્તર થતું નથી તેને અવિકારી વિશેષણ કહે છે.

| | |
|---|---|
| **ચાલાક** છોકરો | **ચતુર** બ્રાહ્મણ |
| **ચાલાક** છોકરી | **ચતુર** વાણિયણ |
| **ચાલાક** છોકરું | **ચતુર** જાનવર |
| **ચાલાક** છોકરા | **ચતુર** અમલદારો |

ઉપરના દાખલાઓમાં 'ચાલાક', અને 'ચતુર' એ વિશેષણો છે. પરંતુ તેમાં વિશેષ્યની જાતિ અને વચન બદલાવા છતાં, કાંઇ ફેરફાર પડતો નથી તેથી તે અવિકારી વિશેષણો છે.

## : ૨ :

## અર્થ ઉપરથી

વિશેષણના અર્થ ઉપરથી તેના પાંચ વિભાગ પાડી શકાય: (૧) ગુણવાચક, (૨) ક્રિયાવાચક (૩) સંખ્યારૂપ.

૧. **ગુણવાચક વિશેષણ**—આ વિશેષ્યનો ગુણ બતાવનાર વિશેષણ છે; ચપળ, લાલ, ઉત્સાહી, ડાહ્યો, હોશિયાર વગેરે.

ગુણવાચક વિશેષણોમાં કેટલાંક વિકારી છે અને કેટલાંક અવિકારી છે. લાલ, ઉત્સાહી, હોશિયાર, અવિકારી ગુણવાચક વિશેષણો છે; જ્યારે ડાહ્યો, મીઠો, રાતો, સુંવાળો વિકારી ગુણવાચક વિશેષણો છે.

૨. **ક્રિયાવાચક વિશેષણ**—આ વિશેષણ ક્રિયાપદ ઉપરથી બનેલું હોય છે. તે વિશેષ્યમાં રહેલો ક્રિયારૂપ ગુણ બતાવે છે. સામાન્ય રીતે તે કૃદંતનો કોઇ પણ પ્રકાર હોય છે, અને નામના વિશેષણની ગરજ સારે છે. દા. ત. **દોડતો** ઘોડો, **લખેલા** લેખ, **બોલતી** ફિલમ, **રાખનાર** રામ તો **મારનાર** કોણ ? વગેરે. આમાં 'દોડતો', 'લખેલા', 'બોલતી' 'રાખનાર' વગેરે કૃદંતના પ્રકારો છે, પરંતુ તે તેમની પછી આવતા નામના વિશેષણની ગરજ સારે છે. માટે તે કૃદંતો ક્રિયાવાચક વિશેષણ કહેવાય છે.

૩ **સંખ્યારૂપ વિશેષણ**: આ વિશેષ્યની સંખ્યા બતાવનાર વિશેષણ છે. પાંચગણું, પા, અર્ધું, બેવડું વગેરે. આવા પ્રકારના વિશેષણોના પણ કેટલાક પ્રકાર છે. સંખ્યાવાચક, સંખ્યાપૂરક, સંખ્યાવૃત્તિવાચક, અને સંખ્યાસમૂહવાચક.

ક. **સંખ્યાવાચક**—આ વિશેષણો સંખ્યા બતાવે છે. આના બે પ્રકાર છે. ૧. નિશ્ચિત સંખ્યાવાચક:–જેવાં કે બે, ત્રણ, ચાર

અર્ધું, પોણું; અને ૨. અનિશ્ચિત સંખ્યાવાચકઃ—જેવાં કે, કેટલુંક, થોડું, ઘણું, ઓછું.

નિશ્ચિત સંખ્યાવાચકના પાછા બે વિભાગ પાડી શકાય. ૧. પૂર્ણ સંખ્યાવાચક, જેવાં કે, એક, બે, ત્રણ. આ બધાં અવિકારી છે. ૨. સંખ્યાંશવાચક, જેવાં કે પા, અર્ધું, દોઢ, અઢી, વગેરે.

ખ. **સંખ્યાપૂરક**—આ વિશેષણો સંખ્યાને પૂરનારાં છે માટે તે સંખ્યાપૂરક કહેવાય છે. જેમકે ત્રીજું, એટલે જેનાથી ત્રણ સંખ્યા પૂર્ણ થાય તે. તેના પણ બે વિભાગ પડે છે.

૧. નિશ્ચિત સંખ્યાપૂરકઃ—જેવાં કે, ત્રીજું, ચોથું, સાતમું. આ બધાં વિકારી છે. અને ૨. અનિશ્ચિત સંખ્યાપૂરકઃ—જેમકે કેટલામું.

ગ. **સંખ્યાવૃત્તિવાચક**—આ વિશેષણો ગુણ કે આવૃત્તિ એટલે કે કેટલા ગણું છે તે બતાવે છે. દા. ત. એકવડું, બેવડું, ચારગણું વગેરે. આ સઘળાં વિકારી છે.

ઘ. **સંખ્યાસમૂહવાચક**—આ વિશેષણોમાં સમૂહનો અર્થ રહેલો છે, અને તે નામ તરીકે વપરાય છે. દા. ત. બેલું, દસકો, પંચક, અષ્ટક વગેરે.

**સંખ્યારૂપ વિશેષણ**

- સંખ્યાવાચક
  - નિશ્ચિત સંખ્યાવાચક
    - પૂર્ણ સંખ્યા-વાચક (પાંચ)
    - સંખ્યાંશ વાચક (અર્ધું)
  - અનિશ્ચિત સંખ્યાવાચક (કેટલાં, થોડાં)
- સંખ્યાપૂરક
  - નિશ્ચિત (સાતમું)
  - અનિશ્ચિત (કેટલામું)
- સંખ્યાવૃત્તિ-વાચક (બેવડું)
- સંખ્યાસમૂહ-વાચક (ચોકું, વીસું)

: ૩ :

## કથન ઉપરથી

ઉપરના દરેક પ્રકારના વિશેષણના પણ તેમની કહેવાની રીત પરથી બે પ્રકાર પડે છે : (૧) અનુવાદ્ય અને (૨) વિધેય.

**અનુવાદ્ય વિશેષણ**–અનુવાદ્ય એટલે કહેલી બાબત ફરીથી કહેવી. જ્યારે જાણીતો ગુણ જ કહેવામાં આવે છે ત્યારે તે વિશેષણ અનુવાદ્ય વિશેષણ કહેવાય છે.

મહેનતુ છોકરો હોશિયાર થયો.
ઉદ્યમી માણસ ફત્તેહ મેળવે છે.

આમાં 'મહેનતુ' એ 'છોકરો'નું અને 'ઉદ્યમી' એ 'માણસ'નું વિશેષણ છે. એ વિશેષણો નામની પહેલાં વપરાયાં છે એટલે છોકરાના તથા માણસના એ ગુણ જાણીતા છે અને અહીં ફરીથી તે કહેવામાં આવ્યા છે એવું નિષ્પન્ન થાય. માટે તે અનુવાદ્ય વિશેષણ.

**વિધેય વિશેષણ**—વિધેય (Predicate) નવી હકીકત કહે છે. જે વિશેષણ વિશેષ્યનો જાણીતો ગુણ ન બતાવે પણ નવો ગુણ પહેલીવાર બતાવે તેને વિધેય વિશેષણ કહે છે, કારણ કે એ વિશેષણ નવું જ વિધાન કરે છે. વળી પૃથક્કરણ કરતી વખતે તે વિધેયના ખાનામાં મુકાય છે, માટે પણ તે વિધેય વિશેષણ કહેવાય છે. આ વિશેષણ હમેશાં નામની પછી અને ક્રિયાપદની પહેલાં આવે છે.

આ વિદ્યાર્થી હોશિયાર છે. ( વિધેય વિશેષણ )

આ હોશિયાર વિદ્યાર્થી ઉદ્યમી પણ છે. ( આમાં 'હોશિયાર' એ ગુણ જાણીતો છે. માટે અનુવાદ્ય. 'ઉદ્યમી' પહેલીવાર નવા ગુણનું વિધાન કરે છે માટે વિધેય.

પૈસાદાર માણસો ભાગ્યે જ સાદા હોય છે. ('પૈસાદાર' અનુવાદ્ય, 'સાદા' વિધેય )

અનુવાદ્ય વિશેષણ વિશેષ્યની આગળ આવે છે; પણ વિધેય વિશેષણ વિશેષ્યની પાછળ અને ક્રિયાપદની પહેલાં આવે છે તે લક્ષમાં રાખવું. આ વિશેષણો વિકારી તેમજ અવિકારી બન્ને જાતનાં હોય છે.

## જાતિઃ વચનઃ વિભક્તિઃ

**જાતિઃ**

વિકારી વિશેષણો વિશેષ્યની જાતિ પ્રમાણે ફેરફાર પામે છે. દા. ત. સારો છોકરો, સારી છોકરી વગેરે. અવિકારી વિશેષણો ત્રણે જાતિમાં એક સરખાં રહે છે. જેમકે ચાલાક છોકરો, ચાલાક છોકરી વગેરે.

જ્યારે જુદી જુદી જાતિનાં વિશેષ્ય એક સાથે આવે છે, ત્યારે તેમને માટે જે વિશેષણ વપરાય છે તે નાન્યતર જાતિનાં હોય છે. દા. ત. મારી પાસે એક કૂતરો, ત્રણ કૂતરી અને એક મેઢું છે. તેઓ ઘણાં **રમતિયાળ** અને **માયાળુ** છે. અહીં ઘણાં 'રમતિયાળ' અને 'માયાળુ' નાન્યતર જાતિનાં વિશેષણ છે, કારણ કે એમનાં વિશેષ્ય ત્રણે જાતિનાં છે.

**વચનઃ**

અવિકારી વિશેષણો વચનને લીધે કાંઈ ફેરફાર પામતાં નથી. તેઓ એક વચન તેમજ બહુવચનમાં એક સરખાં જ રહે છે.

વિકારી વિશેષણો વિશેષ્યના વચન પ્રમાણે ફેરફાર પામે છે.

બહુવચનમાં વિકારી વિશેષણના છેડાના સ્વરનો નરજાતિમાં 'આ' અને નાન્યતર જાતિમાં 'આં' થાય છે. જેમકે

| એક૦ | બહુ૦ | |
|---|---|---|
| સારો છોકરો | સારા છોકરા | (નર) |
| સારું છોકરું | સારાં છોકરાં | (નાન્યતર) |

નારીજાતિમાં વિશેષણના રૂપમાં વચનને લીધે કાંઈ ફેરફાર થતો નથી. જેમકે સારી છોકરી, સારી છોકરીઓ.

**વિભક્તિ:**

સામાન્ય રીતે વિશેષણુને વિશેષ્યની વિભક્તિના પ્રત્યય લાગતા નથી. પરંતુ તેમના અંત્ય સ્વરોમાં કંઈક ફેરફાર થાય છે. જેમકે—

| | | |
|---|---|---|
| પહેલી. | સારો છોકરો | નરજાતિમાં છેડાના સ્વરનો ‘આ’ કે ‘એ’ થાય છે |
| બીજી. | **સારા** છોકરાને | |
| ત્રીજી. | સારે છોકરે તોફાન કર્યું | |
| પહેલી. | સારું પુસ્તક | નાન્યતરજાતિમાં છેડાના સ્વરનો એકવચનમાં ‘આ’ થાય છે અને બહુવચનમાં ‘આં’ થાય છે. |
| બીજી. | **સારા** પુસ્તકને | |
| | સારાં પુસ્તકોને | |

નારીજાતિમાં કંઈ ફેરફાર થતો નથી.

## તુલનાવાચક રૂપ

સંસ્કૃત તેમજ અંગ્રેજીમાં સામાન્ય વિશેષણ ઉપરથી તેનાં તુલનાવાચક રૂપ બને છે. સંસ્કૃતમાં **અધિકતાવાચક** (Comparative) રૂપનો પ્રત્યય ઈયસ્ છે અને શ્રેષ્ઠતાવાચક (Superlative) રૂપનો પ્રત્યય ઇષ્ઠ છે. ગૂજરાતીમાં ઈયસ્ અને તર, તેમજ ઇષ્ઠ અને **તમ** પ્રત્યયો છે.

બે પદાર્થોની તુલનામાં અધિકતાવાચક રૂપ વપરાય છે. **એથી** વધારેની તુલના કરવાની હોય છે ત્યારે શ્રેષ્ઠતાવાચક રૂપ વપરાય છે.

| **મૂળવિશેષણ** | **અધિકતાવાચક રૂપ** | **શ્રેષ્ઠતાવાચક રૂપ** |
|---|---|---|
| લઘુ | લઘુતર<br>લઘીયસ્ | લઘુતમ<br>લઘિષ્ઠ |
| પ્રિય | પ્રિયતર | પ્રિયતમ |

સામાન્ય રીતે આવાં રૂપ વાપરવાને બદલે આપણે નીચેના પ્રયોગો કરીએ છીએ.

મારું ઘર તારા કરતાં મોટું છે.
મારું ઘર સાથી મોટું છે.

## પ્રશ્નો

૧. રૂપાન્તર ઉપરથી વિશેષણના કયા પ્રકાર થાય છે?

૨. અર્થ ઉપરથી વિશેષણના કયા પ્રકાર થાય છે?

૩. અનુવાદ્ય અને વિધેય વિશેષણનો તફાવત દૃષ્ટાંત આપી સમજાવો.

૪. વિશેષણમાં નામનાં જાતિ, વચન, વિભક્તિ પ્રમાણે ફેરફાર થાય છે?

૫. નીચેનામાંથી વિશેષણો શોધી કાઢો અને તેનો પદચ્છેદ કરોઃ—

(ક) મારો મિત્ર હોશિયાર, ચાલાક અને પ્રામાણિક છે (ખ) સર્વ દિવસો સરખા નથી (ગ) દરેક માણસ અસાધારણ શક્તિ ન ધરાવી શકે (ઘ) રાખનાર રામ તો મારનાર કોણ? (ઙ) ચાલતી ગાડીએ ચડવું નહિ (ચ) દુઃખના દિવસો વ્યતીત થયા (છ) એ અન્ય પુસ્તક તમે વાંચી લેજો (જ) તમે તો બેવડી મુશ્કેલી ઉત્પન્ન કરી (ઝ) તમારા કરતાં એમની શકિત ચારગણી છે (ઞ) એક ઘા અને બે કટકા એ સિદ્ધાંત કેટલીકવાર ઉપયોગી છે (ટ) બોલેલું વચન પાળવું જોઇએ અને લીધેલું કામ છોડવું ન જોઇએ. (ઠ) લખ્યા લેખ કદી ટળે નહિ (ડ) એ માણસ પોતાના હિત તરફ પણ બેદરકાર છે. (ઢ) પ્રતિભાશાળી મનુષ્યો ઘણીવાર લોકપ્રિય નથી થતા. (ણ) અનુપમ અને અદ્વિતીય શોધખોળોએ દુનિયાને અપરિમિત દુઃખને ખોળે મૂકી છે.

# પ્રકરણ ૫ મું

## ક્રિયાપદ

### પ્રકાર : કાળ : અર્થ

ક્રિયાપદ એટલે ક્રિયા બતાવનાર પદ (શબ્દ). જે શબ્દ ક્રિયા, સ્થિતિ કે ગતિ બતાવે છે તે ક્રિયાપદ કહેવાય છે.

૧. સ્ત્રી કપડાં સાફ કરે છે. (ક્રિયા)

૨. તે ઘેર છે. (સ્થિતિ)

૩. રાજા શિકારે ગયો. (ગતિ)

**કર્તા**

ક્રિયાના કરનારને કર્તા કહે છે. દરેક ક્રિયાપદને કર્તા હોવો જ જોઇએ. ઉપરના વાકયોમાં 'સ્ત્રી,' 'તે' અને 'રાજા' કર્તા છે. કેટલીકવાર કર્તા અધ્યાહૃત પણ હોય.

**કર્મ**

કેટલાંક ક્રિયાપદોનો અર્થ પૂરો કરવા બીજા કેટલાક શબ્દો વાપરવાની જરૂર રહે છે. આમાંના કોઈ કોઈ શબ્દમાં ક્રિયાનું ફળ રહેલું હોય છે. તેવા શબ્દને કર્મ કહેવામાં આવે છે. 'તે માળા ગૂંથે છે.' એમાં ગૂંથવાનું ફળ માળા છે. માટે માળા કર્મ થાય. આમ કર્મ ક્રિયાનો અર્થ પૂર્ણ કરે છે અને તેનું ફળ પણ છે. ક્રિયાનો માત્ર

અર્થ પૂર્ણ કરનાર શબ્દો તો ક્રિયાપૂરક પણ હોઈ શકે. વળી દરેક ક્રિયાપદ કર્મની અપેક્ષા નથી રાખતું. માત્ર સકર્મક ક્રિયાપદો જ કર્મની અપેક્ષા રાખે છે.×

: **પ્રકાર** :

ક્રિયાપદના મુખ્ય બે પ્રકાર છેઃ **અકર્મક** અને **સકર્મક**.

**અકર્મક ક્રિયાપદ***

જે ક્રિયાપદને વાક્યમાં વાપરતાં તેનો અર્થ પૂર્ણ કરવા કર્મની અપેક્ષા રહેતી નથી, તે અકર્મક ક્રિયાપદ કહેવાય છે. રહેવું, વસવું, જવું, થવું, નીકળવું, બેસવું, ભાસવું, બનવું વગેરે અકર્મક ક્રિયાપદો છે.

**સકર્મક ક્રિયાપદ**

જે ક્રિયાપદને વાપરતાં તેનો અર્થ પૂર્ણ કરવાને કર્મ વાપરવાની જરૂર જણાય છે તેવાં ક્રિયાપદ સકર્મક ક્રિયાપદ કહેવાય છે. લખવું, વાંચવું, આપવું, ગણવું, ખાવું વગેરે સકર્મક ક્રિયાપદો છે.

'અમે ખાધી.'

આ વાક્ય તદ્દન અધૂરું લાગે છે. શું ખાધું એ પ્રશ્ન તરત ઉત્પન્ન થાય છે. 'ખાધી'નો અર્થ પૂરો કરવા કર્મની જરૂર છે.

અમે મીઠાઈ ખાધી.

અહીં 'મીઠાઈ'ને કર્મ તરીકે મૂકવાથી અર્થ પૂરો થાય છે. કોઈ કહેશે કે હજુ અર્થ અધૂરો લાગે છે. ક્યાં ખાધી, ક્યારે ખાધી,

---

× સામાન્ય રીતે ક્રિયાપદને 'કોણ' અથવા 'કોણે' પ્રશ્ન પૂછવાથી જે જવાબ મળે તે કર્તા હોય છે. ક્રિયાપદને 'શું' અથવા 'કોને' પ્રશ્ન પૂછવાથી જે જવાબ મળે તે કર્મ હોય છે.

* સામાન્ય રીતે ક્રિયાપદને 'કોણ' પ્રશ્ન પૂછવાથી જવાબ આવે પણ 'શું' કે "કોને" પૂછવાથી જવાબ ન જ મળે તો તે અકર્મક ક્રિયાપદ હોય છે.

એ પ્રશ્નોના જવાબ ક્યાં મળે છે? તો એમ કહેવું બરાબર નથી. 'મીઠાઈ'ના અભાવે આ વાક્યનો અર્થ અધૂરો રહે છે; પણ સ્થળ-વાચક અને સમયવાચક શબ્દના અભાવે અર્થ અધૂરો નથી રહેતો.

દિનકર સારો વિદ્યાર્થી છે.

આ વાક્યમાં 'વિદ્યાર્થી'ને કર્મ કહી શકાશે? ભૂલમાં કર્મ કહી દેવાય, પણ ખરી રીતે તે કર્મ નથી. 'વિદ્યાર્થી' દિનકર સંબંધી કંઈ વધુ જ્ઞાન આપે છે. વળી તે ક્રિયાપદ 'છે'નો અર્થ પૂરો કરે છે. પણ એમાં એ ક્રિયાનું ફળ નથી. માટે 'વિદ્યાર્થી' કર્મ નથી.

કેટલીકવાર સકર્મક ક્રિયાપદ અકર્મક ક્રિયાપદ તરીકે વપરાય છે. 'શું કરો છો?' એ પ્રશ્નનો જવાબ 'હું વાચું છું.' કોઈ આપે. 'વાંચવું' સકર્મક ક્રિયાપદ છે, છતાં કર્મના અભાવે પણ અર્થ સ્પષ્ટ લાગે છે–કારણ કે કર્મ અનુક્ત છે, છતાં સમજી લેવાય છે.




ઉપરના કોઠા પરથી જોઈ શકાશે કે અકર્મક અને સકર્મક ક્રિયાપદો બન્ને અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદો પણ હોઈ શકે.

## અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ

અકર્મક ક્રિયાપદને પોતાનો અર્થ પૂરો કરવા કર્મની જરૂર નથી હોતી. પણ કેટલાંક અકર્મક ક્રિયાપદોને પોતાનો અર્થ પૂર્ણ કરવાને બીજા શબ્દોની જરૂર પડે છે. એ શબ્દો ન વપરાય તો અર્થ અધૂરો લાગે છે. અર્થ પૂર્ણ કરવા માટે વપરાતા શબ્દો સાધારણ રીતે નામ અથવા વિશેષણ હોય છે અને પૃથક્કરણ કરતી વખતે તેને **વિધેય**ના ખાનામાં મૂકવામાં આવે છે.

દિનકર **વિદ્યાર્થી** છે. (નામ)

દિનકર **હોશિયાર** થયો. (વિશેષણ)

અહીં 'વિદ્યાર્થી' અને 'હોશિયાર' શબ્દો વાપર્યા વિના અર્થ અધૂરો લાગે છે.

આ પ્રકારે જે અકર્મક ક્રિયાપદોનો અર્થ પૂર્ણ કરવા બીજા શબ્દો વાપરવાની જરૂર જણાય તે અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ કહેવાય છે.

## અપૂર્ણ ક્રિયાવાચક સકર્મક ક્રિયાપદ

સકર્મક ક્રિયાપદને પોતાનો અર્થ પૂરો કરવા કર્મની જરૂર પડે છે. પણ કેટલાંક ક્રિયાપદો એવાં છે કે કર્મ વાપર્યા છતાં એનો અર્થ અધૂરો રહે છે. તેથી તેનો અર્થ પૂરો કરવા કર્મ જોડે બીજા શબ્દો વાપરવાની જરૂર રહે છે.

એ શબ્દો સાધારણ રીતે નામ અથવા વિશેષણ હોય છે અને પૃથક્કરણ કરતી વખતે તેને વિધેયનાં ખાનામાં મૂકવામાં આવે છે.

શિક્ષકે દિનકરને **મૉનિટર** બનાવ્યો. (નામ)

શિક્ષકે દિનકરને **હોશિયાર** બનાવ્યો. (વિશેષણ)

અહીં 'દિનકરને' એ કર્મ છે. એ વાપર્યા છતાં અર્થ અધૂરો રહે છે. તે પૂર્ણ કરવા 'મૉનિટર' અને 'હોશિયાર' શબ્દ વાપરવા પડ્યા.

આ રીતે જે સકર્મક ક્રિયાપદોનો અર્થ પૂર્ણ કરવા કર્મ ઉપરાંત બીજા શબ્દો વાપરવાની જરૂર જણાય તે અપૂર્ણ ક્રિયાવાચક સકર્મક ક્રિયાપદ કહેવાય છે.

### દ્વિકર્મક ક્રિયાપદ

કેટલાંક સકર્મક ક્રિયાપદો બે કર્મો માગી લે છે. તેવાં ક્રિયાપદોને દ્વિકર્મક ક્રિયાપદ કહે છે.

તે **ગરીબોને પૈસા** આપે છે.
શિક્ષક **તેને પાઠ** શીખવે છે.

પહેલા વાક્યમાં 'ગરીબોને' અને 'પૈસા' કર્મ છે અને બીજા વાક્યમાં 'તેને' અને 'પાઠ' એ કર્મ છે. આ પ્રમાણે વપરાયેલાં કર્મોના બે ભાગ હોય છે: પ્રધાન અને ગૌણ. સાધારણ રીતે આ કર્મોને પારખવાની સહેલી રીત એ છે કે ક્રિયાપદને 'શું' પ્રશ્ન પૂછવાથી જે જવાબ આવે તે પ્રધાન કર્મ હોય છે અને 'કોને' પ્રશ્ન પૂછવાથી જે જવાબ આવે તે ગૌણકર્મ હોય છે. તે પ્રમાણે ઉપરનાં વાક્યોમાં 'પૈસા' અને 'પાઠ' પ્રધાન કર્મો છે, અને 'ગરીબોને' અને 'તેને' ગૌણ કર્મો છે.

### સાહાય્યકારક ક્રિયાપદ

સાહાય્ય એટલે મદદ. જે ક્રિયાપદ પોતાની મદદથી મુખ્ય ક્રિયાપદને સંપૂર્ણ બનાવે છે તે ક્રિયાપદ સાહાય્યકારક ક્રિયાપદ કહેવાય છે. 'છ' અને 'હો' ધાતુ પરથી બનેલાં રૂપો છે, છું, છો, હોય, હશે, હોત, હતો, વગેરે સાહાય્યકારક છે.

તે પુસ્તક વાંચે **છે.**
તે કલકત્તા ગયો **હતો.**

### સંયુક્ત ક્રિયાપદ

બે ક્રિયાપદો સાથે જોડાય અને તેમાંથી એક વિશિષ્ટ અર્થવાળું ક્રિયાપદ બને તો તેને સંયુક્ત ક્રિયાપદ કહે છે.

લખી દે, ખાઈ જા, કરી નાખ, વાંચ્યા કર, બેસી જા, વગેરે.

આવાં ક્રિયાપદોમાં પાછળના ક્રિયાપદો જેવાં કે 'દે', 'જા', 'કર' ત્વરા કે સંપૂર્ણતા કે એવા વિશેષ અર્થ સૂચવે છે.

### ભાવકર્તૃક ક્રિયાપદ

જે ક્રિયાપદનો કર્તા વાક્યમાં સ્વતંત્રરૂપે ન મળે પણ ભાવરૂપે

ક્રિયાપદમાં સમાયેલો હોય તેવા ક્રિયાપદને ભાવકર્તૃક ક્રિયાપદ કહે છે. ભાવકર્તૃક એટલે ભાવ જેનો કર્તા છે એવું ક્રિયાપદ.

મને મુંબઈમાં ગોઠતું નથી. (ગોઠતું ક્રિયાપદમાં 'ગોઠવાનું' કર્તા ભાવરૂપે છૂપો છે. મને મુંબઈમાં ગોઠવાનું થતું નથી એવો અર્થ છે.)

તેને પેટમાં દુખે છે. (દુખે છે નો કર્તા દુઃખ દુખે છે એટલે કે દુઃખ થાય છે.)

તેને જરાય ફાવતું નથી. (તેને જરાય ફાવવાનું થતું નથી.)

## : કાળ :

કાળ એટલે ક્રિયાનો સમય. કયે વખતે ક્રિયા થઈ તે સૂચવનારને કાળ કહે છે.

ક્રિયાના મુખ્ય ત્રણ કાળ છે :

| | |
|---|---|
| વર્તમાન કાળ | ચાલુ ક્રિયા બતાવે છે. |
| ભૂત કાળ | થઈ ગયેલી ક્રિયા સૂચવે છે. |
| ભવિષ્ય કાળ | થનાર ક્રિયા સૂચવે છે. |

વર્તમાન એટલે ચાલુ, ભૂત એટલે થઈ ગયેલો, અને ભવિષ્ય એટલે થનાર. આ ત્રણ મુખ્ય કાળના પાછા પેટાભાગો પણ પડે છે.

### શુદ્ધકાળ

જે ક્રિયાપદ એકલું જ વપરાયું હોય અને જેની સાથે સાહાય્ય-કારક ક્રિયાપદ ન હોય તે ક્રિયાપદ શુદ્ધકાળમાં વપરાયું છે એમ કહેવાય.

હું લખું (શુદ્ધ વર્તમાન કાળ)
મેં લખ્યું (શુદ્ધ ભૂતકાળ)
હું લખીશ (શુદ્ધ ભવિષ્યકાળ)

### મિશ્રકાળ

જ્યારે કોઈ પણ કાળના ક્રિયાપદને 'છ' કે 'હો' ધાતુનાં રૂપ લાગેલાં હોય ત્યારે તે ક્રિયાપદનો કાળ મિશ્રકાળ કહેવાય છે. હું લખું છું, મેં લખ્યું હતું, વગેરે મિશ્ર કાળનાં ઉદાહરણો છે.

| | શુદ્ધ | મિશ્ર |
|---|---|---|
| વર્તમાન કાળ | હું લખું | હું લખું છું |
| ભૂત કાળ | તેણે લખ્યું | તેણે લખ્યું હતું |
| ભવિષ્યકાળ | તમે લખશો | -- |

ગૂજરાતી ભાષામાં શુદ્ધકાળ કરતાં મિશ્રકાળ વધારે વપરાય છે.

**કાળનાં પેટા સ્વરૂપો**

આપણે ઉપર જોયું તેમ મુખ્ય કાળ ત્રણ છે. પણ તેમાંથી ક્રિયાપદને 'છ' અથવા 'હો' ધાતુનાં રૂપો લગાડવાથી મિશ્રકાળ થાય છે. વર્તમાન અને ભૂતકાળમાં આ મિશ્રકાળના જુદા જુદા વિભાગ થાય છે.

**અપૂર્ણ (વર્તમાન, ભૂત) કાળ**

આ મુખ્ય કાળ છે. ક્રિયા પૂરી નથી થઈ પણ હજુ ચાલુ છે કે ભૂતકાળમાં ચાલુ હતી એવું તે સૂચન કરે છે.

હું લખું છું. હું લખતો હતો.

**પ્રથમ પૂર્ણ (વર્તમાન, ભૂત,) કાળ +**

આમાં ક્રિયા તરતની પૂરી થઈ છે એવું સૂચન હોય છે. તેમાં ક્રિયાપદના ભૂતકાળના (પ્રથમ શુદ્ધ) રૂપ સાથે 'છ' કે 'હો' ધાતુનાં જુદાજુદા કાળનાં રૂપ લાગે છે.

તે આવ્યો છે. તે આવ્યો હતો.

**દ્વિતીય પૂર્ણ (વર્તમાન, ભૂત) કાળ**

પ્રથમ પૂર્ણ કાળ કરતાં પણ વહેલી ક્રિયા થઈ હોય તે દ્વિતીય-પૂર્ણ કાળ વડે દર્શાવાય છે. તેમાં ભૂતકાળના (દ્વિતીય શુદ્ધ) રૂપ સાથે 'છ' કે 'હો' ધાતુનાં જુદાં જુદાં કાળનાં રૂપ લાગે છે.

તે આવેલો છે. તે આવેલો હતો.

---

+ પ્રથમ ભૂતકાળને **અદ્યતન** (તાજેતરનો) અને દ્વિતીય ભૂતકાળને **અનદ્યતન** (અગાઉનો) ભૂતકાળ પણ કહેવાય છે.

## જુદા જુદા કાળનાં રૂપો

| કાળ | શુદ્ધ | મિશ્ર | | | |
|---|---|---|---|---|---|
| | | અપૂર્ણ | પ્રથમપૂર્ણ | દ્વિતીયપૂર્ણ | ઇચ્છાવાચક |
| વર્તમાન કાળ | તે આવે | તે આવે છે | તે આવ્યો છે | તે આવેલો છે | તે આવનાર છે. |
| ભૂત કાળ | તે આવતો (શુદ્ધ નિયમિત)<br>તે આવ્યો (શુદ્ધ પ્રથમ)<br>તે આવેલો (શુદ્ધ દ્વિતીય) | તે આવતો હતો. | તે આવ્યો હતો | તે આવેલો હતો | તે આવનાર હતો |
| ભવિષ્ય કાળ | તે આવશે | — | — | — | — |

**ઇચ્છાવાચક (વર્તમાન, ભૂત) કાળ**

આ કાળમાં રહેલું ક્રિયાપદ કર્તાની અમુક કાર્ય કરવાની ઇચ્છા બતાવે છે. તેમાં ક્રિયાપદના મૂળ રૂપને 'નાર' પ્રત્યય લાગે છે અને પછી 'છ' અને 'હો' ધાતુનાં જુદાજુદા કાળનાં રૂપ લાગે છે.

તે આવનાર છે. તે આવનાર હતો.

**નોંધ**

૧. શુદ્ધ ભૂત કાળનાં ત્રણ સ્વરૂપો છેઃ—

નિયમિત (જેમાં દરરોજ ક્રિયા બનતી હતી એવું સૂચન હોય છે.)

પ્રથમ (જેમાં નજીકના ભૂતકાળમાં ક્રિયા બની ગઈ તેનું સૂચન હોય છે.)

દ્વિતીય (જેમાં દૂરના ભૂતકાળમાં ક્રિયા બની ગઈ તેનું સૂચન છે.)

૨. ભવિષ્ય કાળમાં માત્ર શુદ્ધ કાળ જ હોય છે. મિશ્રકાળ (અપૂર્ણ, પૂર્ણ કે ઇચ્છાવાચક) નથી હોતો.

તે **આવતો હશે.** તે **આવ્યો હશે.**
તે **આવેલો હશે.** તે **આવનાર હશે.**

ઉપરનાં વાક્યો ભવિષ્યકાળનાં રૂપો જેવાં લાગે છે પણ ખરી રીતે તેમ નથી. તે બધાં વર્તમાનકાળના જુદાજુદા ભાગના સંકેતાર્થનાં રૂપ છે. આવા વાક્યોમાં 'હો' ધાતુના ક્રિયાપદને મુખ્ય ગણીએ તો 'આવતો' 'આવેલો' અને 'આવનાર'ને વર્તમાન, ભૂત અને ભવિષ્ય કૃદંત કહી શકાય.

હવે નીચેનું વાક્ય વાંચોઃ

'પચાસ વર્ષ પછી હિંદુસ્તાનમાં કેવો જમાનો **આવ્યો હશે,**

તે વખતે કોણ રાજ્ય **કરતું હશે**, સુધારો કઈ દિશાએ **પહોંચેલો હશે**, અને લોક કયે માર્ગે **જનાર હશે**–તે આજે કોણ કહી શકે?

મોટા ટાઈપમાં છાપેલાં ઉપરના વાકયમાંનાં ક્રિયાપદો, કયા કાળમાં છે? એક દૃષ્ટિએ એ ક્રિયાપદો વર્તમાનકાળનાં સંશયાર્થનાં રૂપો છે. ( વાંચો પૃ. ૫૦ ).

*બીજી દૃષ્ટિએ 'હો' ધાતુનાં રૂપોને મુખ્ય ક્રિયાપદ ગણીએ તો 'હશે' ક્રિયાપદ થાય અને 'આવ્યો', 'કરતું', 'પહોંચેલો' અને 'જનાર' ને કૃદંતો કહી શકાય. આથી ક્રિયાપદનો ભવિષ્ય કાળ થયો કહેવાય.

| | કૃદંત | ક્રિયાપદ |
|---|---|---|
| આવ્યો હશે : | **આવ્યો** ( પ્રથમ ભૂત કૃદંત ) | હશે |
| કરતું હશે : | **કરતું** ( વર્તમાન કૃદંત ) | હશે |
| પહોંચેલો હશે : | **પહોંચેલો** ( દ્વિતીય ભૂતકૃદંત ) | હશે |
| જનાર હશે : | **જનાર** ( ભવિષ્ય કૃદંત ) | હશે |

### કાળના જુદા જુદા અર્થમાં ઉપયોગ

### વર્તમાનકાળ

ક્રિયાપદના વર્તમાનકાળનાં રૂપ જુદા જુદા અર્થમાં અને જુદા જુદા કાળના અર્થમાં વાપરી શકાય છે:

૧. ભૂતકાળના અર્થમાં.

એ નાનો હતો ત્યારે કોઈનું કહ્યું ન **માને, રડે,** અને એ રીતે બધાને હેરાન કરે. ( શુદ્ધ વર્તમાનકાળ ભૂતકાળના અર્થમાં વપરાયો છે. )

* આ વાંચતી વખતે 'કૃદંતો'ને લગતું પ્રકરણ ૧૧ વાંચવું.

જ્યાં બાબર બંદગી પૂરી કરે છે, ત્યાં તો હુમાયુમાં નવી શક્તિ આવી. ( અપૂર્ણ વર્તમાનકાળ ભૂતકાળના અર્થમાં વપરાયો છે. ઐતિહાસિક કથાનું પ્રત્યક્ષ વર્ણન છે. )

૨. ભવિષ્યકાળના અર્થમાં.

જે દિવસે પ્રજાઓ ડાહી થશે તે દિવસે લશ્કરની જરૂર નહિ રહે. ( શુદ્ધ વર્તમાન કાળ ભવિષ્યકાળના અર્થમાં ) હું આવતી કાલે મુંબઈ છોડું છું.( અપૂર્ણ વર્તમાનકાળ ભવિષ્યકાળના અર્થમાં )

૩. 'શકવું'ના અર્થમાં.

તેનો રૂઆબ એટલો બધો છે કે તેને કોઈ કંઈ બોલે નહિ, અને કંઇ પૂછે પણ નહિ. બોલે નહિ એટલે બોલી શકે નહિ, પૂછે નહિ એટલે પૂછી શકે નહિ. ) ડાહ્યો દીકરો દેશાવર ભોગવે. ભણે ગણે (ભવિષ્ય) તે નામું લખે. ( શકવુંના અર્થમાં. )

૪. આશીર્વાદના અર્થમાં.

પ્રભુ તમને સુખી કરે.

**ભૂતકાળ**

ભવિષ્યકાળના અર્થમાં.

આ હું દોડયો, તમે નિશ્ચિંત રહો. ( શુદ્ધ ભૂતકાળ ભવિષ્યકાળના અર્થમાં ).

એક પગથિયું ચૂકયા કે નીચે પડયા સમજો. ( શુદ્ધ ભૂતકાળ ભવિષ્યકાળના અર્થમાં. )

**ભવિષ્યકાળ**

ભવિષ્યકાળ બીજા કોઇ કાળના અર્થમાં નથી વપરાતો. પણ વપરાયેલા ક્રિયાપદમાં આશા, શરત, નક્કીપણું અને પ્રતિજ્ઞાનો અર્થ સમાયેલો હોય છે.

મને લાગે છે હવે તે સાજો થશે. (આશા)
વરસાદ નહિ આવે તો દુકાળ પડશે. (શરત)
આ વર્ષે હું પાસ જ થઇશ. (નક્કીપણું)
ભીમે કહ્યું, હું દુર્યોધનને **મારીશ** અને પછી જ શાંત થઇશ. (પ્રતિજ્ઞા)

## : ક્રિયાપદના અર્થ (Mood) :

ક્રિયાપદના જુદા જુદા કાળ હોય છે. તે ઉપરાંત ક્રિયાપદનાં રૂપો પરથી અને ધ્વનિ પરથી તેના જુદા જુદા અર્થ પણ પારખી શકાય છે. ક્રિયાપદના પાંચ અર્થ હોય છે:

૧. સ્વાર્થ અથવા નિશ્ચયાર્થ.
૨. આજ્ઞાર્થ
૩. વિધ્યર્થ
૪. સંકેતાર્થ
૫. ક્રિયાતિપત્ત્યર્થ

**૧. સ્વાર્થ અથવા નિશ્ચયાર્થ** (Indicative Mood)

આમાં ક્રિયાપદ પોતાના સ્વાભાવિક અર્થમાં વપરાયું હોય છે. તેમાં બીજો કોઈ વિશેષ અર્થ નથી રહેતો. તે ત્રણ કાળમાં હોઈ શકે.

તે આવે, તે આવે છે, તે આવતો, તે આવતો હતો, તે આવેલો છે, તે આવેલો હતો, તે આવશે. પ્રશ્નવાળાં વાક્યો પણ સ્વાર્થમાં આવી શકે. દા. ત. તમે શા માટે રડો છો? સ્વાર્થને નિશ્ચયાર્થ પણ કહે છે કારણ તે નક્કીપણું બતાવે છે. આ અર્થને પારખવાની સહેલી

યુક્તિ એ છે કે જ્યારે ક્રિયાપદ બાકીના કોઈ પણ અર્થમાં ન હોય ત્યારે તે સ્વાર્થમાં છે એમ કહી શકાય.

**૨. આજ્ઞાર્થ** (Imperative Mood)

અહીં ક્રિયાપદમાં મુખ્ય ધ્વનિ આજ્ઞાનો હોય છે. કેટલીક વાર તેમાં આશીર્વાદ, શાપ, કે બોધનો અર્થ પણ હોય છે.

અભ્યાસમાં ધ્યાન **રાખો.** (આજ્ઞા)
સો વર્ષ જીવતો **રહે.** (આશીર્વાદ)
દુઃખ સહન **કરજો.** (બોધ)
પ્રભુ તેને સદ્‌બુદ્ધિ **આપે.** (પ્રાર્થના)
તારું સત્યાનાશ **જાય.** (શાપ)

**આજ્ઞાર્થ માત્ર વર્તમાન કાળમાં જ હોય છે.**

વળી સાધારણ રીતે તે બીજા પુરુષમાં હોય છે. પણ કોઈવાર તે ત્રીજા પુરુષમાં પણ હોય.

દા. ત. શિક્ષકે કહ્યું કે તેણે ત્રણવાર પાઠ **લખવો.** (આજ્ઞાર્થ)

**૩. વિધ્યર્થ** (Potential Mood)

વિધિ એટલે શાસ્ત્રે ફરમાવેલો નિયમ. તેમાં આજ્ઞા, ફરજ અને ઉપદેશનો ધ્વનિ પણ હોય છે. લખવું, વાંચવું, બોલવું, એવાં એનાં રૂપ હોય છે.

માણસે નિયમિત ઉદ્યોગ કરવો.

દરેકે પોતાના પગ પર ઊભા રહેતાં શીખવું.

બધાંએ દરરોજ પ્રભુની પ્રાર્થના કરવી.

નિત્ય નિશાળે જવું.

વિધ્યર્થનો ઉપયોગ વર્તમાન કાળમાં વધારે થાય છે. આજ્ઞાર્થમાં સાધારણ રીતે બીજો પુરુષ હોય, વિધ્યર્થમાં ત્રીજો પુરુષ હોય.

અકર્મક ક્રિયાપદનું વિધ્યર્થરૂપ ભાવે પ્રયોગમાં અને સકર્મક

ક્રિયાપદનું વિધ્યર્થરૂપ કર્મણિ પ્રયોગમાં થાય છે.

ઉપર આપેલાં પહેલાં ત્રણ વાક્યમાં કર્મણિ પ્રયોગ છે. તેના ક્રિયાપદમાં કર્મનાં જાતિવચન પ્રમાણે ફેરફાર થાય છે. ચોથું વાક્ય ભાવે પ્રયોગમાં છે.

**૪. સંકેતાર્થ** અથવા **સંશયાર્થ** (Subjunctive Mood)

ક્રિયા પરત્વે સંકેત કે સંશય સૂચવે તેવું ક્રિયાપદ સંકેતાર્થમાં છે એમ કહેવાય. સંકેતાર્થ ક્રિયાપદની સાથે 'કદાચ,' 'જો,' 'તો' વપરાય છે.

લખવાની ટેવ **રાખો** તો ભાષા સુધરશે.

કદાચ ભવિષ્યમાં લડાઈ **થાય.**

તે આવતો હોય, તેઓ આવનાર હોય, તે આવ્યો હશે, તે આવેલા હશે–હોય, વગેરે સંકેતાર્થનાં રૂપો છે.

**૫. ક્રિયાતિપત્ત્યર્થ**

અતિપત્તિ એટલે નિષ્ફળતા. જેમાં ક્રિયાપદના અર્થ ઉપરથી જ એમ લાગે કે ક્રિયા થઇ નથી તેને ક્રિયાતિપત્ત્યર્થ કહે છે.

એ પ્રાણઘાતક અકસ્માતથી તે મરી **જાત.**

(એટલે મરી ગયો નથી એવો ધ્વનિ નીકળે છે.)

તે **વાંચત** તો જરૂર પાસ **થાત.**

(તેણે વાંચ્યું પણ નહિ અને પાસ પણ ન થયો.)

એક રીતે જોતાં ક્રિયાતિપત્ત્યર્થ સંકેતાર્થનો એક પ્રકાર છે. ભૂતકાળ અને સંકેતાર્થનો એમાં સહયોગ છે.

જેમાં ક્રિયાની સફળતાનો ધ્વનિ હોય, અથવા સાંકેતિક ક્રિયા હજી થઇ શકે તેમ હોય, ત્યાં સંકેતાર્થ હોય છે અને જ્યારે ક્રિયાની નિષ્ફળતાનો અર્થ નીકળે, અથવા તો એ ક્રિયા કરવાનો સમય વીતી

ગયો હોય એટલે હવે તે થઇ શકે તેમ ન હોય, ત્યારે તે પ્રકાર ક્રિયાતિપત્ત્યર્થ કહેવાય છે.

## પ્રશ્નો

૧. ક્રિયાપદના મુખ્ય પ્રકાર ગણાવો.

૨. સંયુક્ત ક્રિયાપદ અને દ્વિકર્મક ક્રિયાપદ એટલે શું ? તેનાં દૃષ્ટાંત આપો.

૩. શુદ્ધકાળ અને મિશ્રકાળનો તફાવત સમજાવો. શુદ્ધ ભૂતકાળનાં કેટલાં સ્વરૂપ છે ?

૪. કયા કાળમાં મિશ્રકાળ નથી હોતો ?

૫. ક્રિયાપદના અર્થ ગણાવો. સ્વાર્થ અને ક્રિયાતિપત્ત્યર્થ એટલે શું ?

૬. આજ્ઞાર્થ કેટલા અર્થમાં વાપરી શકાય ?

૭. નીચેના વાકયોમાંથી ક્રિયાપદોના **પ્રકાર**, **કાળ** અને **અર્થ** કહોઃ—

૧. તમે મારે ઘેર ન આવો ?
૨. ત્યારે તમે ભુખ્યા પણ હશો.
૩. તમારે ઘેર કોણ કોણ છે ?
૪. ધણીધણીઆણીને બિલકુલ બનતું નથી.
૫. તેણે પીયૂષની સાથે જ જમી લીધું.
૬. મોટા માણસને નોકર વગર ચાલે નહિ.
૭. જાઓ, નાહક માથું ન પકવો, મારાથી એ બનવાનું નથી.
૮. જો દીવાન સાહેબ આવ્યા હોત તો બધી વ્યવસ્થા થઈ જાત.
૯. બેટા, દીર્ધાયુષી થા, પવિત્ર જીવન ગાળ અને સુખી બન.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## ક્રિયાપદ (ચાલુ)

### પ્રયોગ : ધાતુ

ક્રિયાપદનાં રૂપ કે ધ્વનિ ઉપરથી જેમ તેનો કાળ કે અર્થ પારખી શકાય તેમ તેનો પ્રયોગ પણ પારખી શકાય છે. પ્રયોગ એટલે ઉપયોગ. ક્રિયાપદનો ઉપયોગ વાક્યનાં જુદાં જુદાં પદો સાથે થાય છે. એ શબ્દનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદમાં ફેરફાર થાય છે.

પ્રયોગના ત્રણ પ્રકાર છે:

૧. કર્તરિ પ્રયોગ

૨. કર્મણિ પ્રયોગ

૩. ભાવે પ્રયોગ

**કર્તરિ પ્રયોગ**

કર્તરિ એ **कर्तृ**ની સાતમી વિભક્તિનું રૂપ છે. તેનો અર્થ 'કર્તામાં પ્રયોગ' એવો થાય છે. આ પ્રયોગમાં કર્તાનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદના રૂપમાં ફેરફાર થાય છે. કર્તા નરજાતિમાં અને એકવચનમાં હોય તો ક્રિયાપદનો પ્રત્યય પણ નરજાતિ અને એકવચન સૂચવે છે. 'ગયો' ક્રિયાપદ જોતાં જ આપણને ખ્યાલ આવે કે કર્તા નરજાતિ અને એકવચનમાં છે. આવા ક્રિયાપદને **કર્તૃવાચ્ય** પણ કહે છે; કારણ તેનાથી કર્તાનાં જાતિવચન જાણી શકાય છે.

ઝાડ ઉપરથી પક્ષી ઊડ્યું. (કર્તા પક્ષી. તેનાં નાન્યતર જાતિ એક વચન ક્રિયાપદમાં દેખાય છે.)

ઝાડ ઉપરથી પક્ષીઓ ઊડયાં (અહીં પક્ષીના વચનમાં ફેરફાર થતાં ક્રિયાપદના રૂપમાં પણ ફેરફાર થયો)

હાથમાંથી રૂપિયો પડયો (રૂપિયો કર્તા. તેનાં નરજાતિ એકવચન ક્રિયાપદમાં દેખાયાં.)

નિશાળ કાલે ઊઘડી. (નિશાળનાં નારી જાતિ એકવચન ક્રિયાપદમાં દેખાય છે.)

જ્યારે ક્રિયાપદ કર્તાનાં જાતિવચન સૂચવે છે ત્યારે તે કર્તા સંબંધી કંઈક કહે છે એમ કહેવાય. માટે તે કર્તાને **અભિહિત કર્તા** કહે છે. અભિહિત એટલે કહેલો.

## કર્મણિ પ્રયોગ

કર્મણિ એ **कर्मन्** ની સાતમી વિભક્તિનું રૂપ છે. તેનો અર્થ 'કર્મમાં' એવો થાય છે. વાક્યમાં કર્મનાં જાતિવચન પ્રમાણે ક્રિયાપદના રૂપમાં ફેરફાર થાય છે ત્યારે ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ થયો કહેવાય. આવાં ક્રિયાપદોને **કર્મવાચ્ય** પણ કહેવાય છે.

રામે ચોપડી લખી. (કર્મ ચોપડી, નારીજાતિ એકવચન. 'લખી' માં તે દેખાય છે.)

બાળકે રૂપિયો ફેંક્યો. (કર્મ રૂપિયો, નરજાતિ એકવચન. 'ફેંક્યો' માં તે દેખાય છે.)

તેણે ચિત્ર દોર્યું. (કર્મ ચિત્ર, નાન્યતર જાતિ એકવચન. 'દોર્યું' માં તે દેખાય છે.)

ભૂલ પકડાઈ છે. (કર્મ ભૂલ, નારીજાતિ એકવચન. 'પકડાઈ'માં તે દેખાય છે.)

કોઈ વાર કર્તા અને કર્મ એક જ જાતિનાં હોય ત્યારે પ્રયોગ પારખવામાં મુશ્કેલી પડે. પણ તે વખતે કર્તા કે કર્મ બેમાંથી એકની

જાતિ ફેરવી જોવી. જો ક્રિયાપદમાં તે પ્રમાણે ફેરફાર થાય તો તે પ્રમાણે પ્રયોગ સમજવો.

વીરમતીએ કટારી ભોંકી દીધી.

આ વાક્યમાં 'વીરમતી' અને 'કટારી' બન્ને નારીજાતિમાં છે. ત્યારે વીરમતીને સ્થાને નરજાતિનો કર્તા જગદેવ મૂકી જુઓ.

જગદેવે કટારી ભોંકી દીધી.

આમ કરવાથી પણ ક્રિયાપદમાં ફેરફાર નથી થતો. માટે ક્રિયાપદ કટારી સાથે જાય છે. એટલે કે તે કર્મણિપ્રયોગમાં છે.

આ પારખવાની બીજી પણ યુક્તિ છે. કર્તા અને કર્મની એક જ જાતિ હોય ત્યારે કર્તા પહેલી વિભક્તિમાં હોય તો કર્તરિપ્રયોગ હોય હોય છે, જો કર્તા ત્રીજી વિભક્તિમાં હોય તો કર્મણિ પ્રયોગ હોય છે.

જ્યારે ક્રિયાપદ કર્મ સંબંધી માહિતી આપે છે ત્યારે તે કર્મને **અભિહિત કર્મ** કહે છે.

### ભાવે પ્રયોગ

ભાવે એ **ભાવ**નું સાતમી વિભક્તિનું રૂપ છે. ભાવે એટલે 'ભાવમાં.' આ પ્રયોગમાં ક્રિયાપદના રૂપમાં કર્તા કે કર્મનાં જાતિવચન પ્રમાણે ફેરફાર નથી થતો, પણ ક્રિયાપદના ભાવ પ્રમાણે ફેરફાર થાય છે. આને પારખવાની સહેલી યુક્તિ એ છે કે જ્યારે ક્રિયાપદ કર્તરિ કે કર્મણિ પ્રયોગમાં ન હોય ત્યારે તે ભાવે પ્રયોગમાં હોય. આવા ક્રિયાપદને **ભાવવાચ્ય** ક્રિયાપદ પણ કહે છે.

મારાથી હવે ચલાય છે. (મારાથી–પાંચમી વિભક્તિ)

મારે વાંચવું છે. (મારે–ચોથી વિભક્તિ)

મારે લખવાનું છે. (મારે–ચોથી વિભક્તિ)

ભાવે પ્રયોગમાં કર્તા પાંચમી કે ચોથી વિભક્તિમાં હોય છે. અને

ક્રિયાપદને 'આય' પ્રત્યય લાગે છે અથવા તેનું ઇચ્છાવાચક કાળનું રૂપ લાગે છે (લખવાનું છે) અથવા તેનું વિધ્યર્થનું રૂપ થાય છે (વાંચવું છે.)

## વિશેષ સમજૂતી

૧. સકર્મક ક્રિયાપદના કર્તરિ અને કર્મણિ પ્રયોગ હોય છે. કારણ સકર્મક ક્રિયાપદમાં કર્તા અને કર્મ બન્ને હોય છે. એટલે એ બન્નેમાંથી એક પહેલી વિભક્તિમાં હોય છે. તેથી ક્રિયાપદ કર્તા કે કર્મને અનુસરે છે. કર્તરિ પ્રયોગમાં કર્તા પહેલી વિભક્તિમાં હોય છે અને કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં હોય છે.

કર્મણિ પ્રયોગમાં ક્રિયાપદ જો કે ત્રણ કાળમાં આવી શકે, તો પણ એનો વધારે ઉપયોગ ભૂતકાળમાં થાય છે.

| કર્તરિ | કર્મણિ |
|---|---|
| હું ચોપડી લખું છું. (કર્તા પહેલીમાં) | મેં ચોપડી લખી ( કર્મ પહેલીમાં. ક્રિયાપદનો ભૂતકાળ) |
| હું રૂપિયો આપું છું! ( ,, ) | મેં રૂપિયો આપ્યો. ( ,, ) |
| મજૂર કામ કરે છે. ( ,, ) | મજૂરે કામ કર્યું. ( ,, ) |

૨. અકર્મક ક્રિયાપદ કર્તરિ અને ભાવે પ્રયોગમાં હોય છે. અકર્મક ક્રિયાપદને કર્મ ન હોય અને કર્મ વિના કર્મણિ પ્રયોગ શકય નથી.

(ક) કર્તરિ પ્રયોગમાં કર્તા પહેલી વિભક્તિમાં હોય છે તે આપણે ઉપર જોયું.

(ખ) કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં હોય છે.

(ગ) ભાવે પ્રયોગમાં કર્તા પાંચમી કે ચોથી વિભક્તિમાં હોય છે.

(ઘ) ભાવે પ્રયોગમાં ક્રિયાપદને 'આય' પ્રત્યય લાગે છે. તે ગમે તે કાળમાં હોઈ શકે. અથવા તે ઇચ્છાવાચક રૂપ હોય અથવા વિધ્યર્થનું રૂપ હોય.

| કર્તરિ | ભાવે |
| --- | --- |
| હું જાઉં છું. (કર્તા પહેલીમાં) | મારાથી જવાય છે. (કર્તા પાંચમીમાં. ક્રિયાપદને 'આય' પ્રત્યય લાગ્યો છે.) |
| મજૂર ખાય છે. ( ,, ) | મજૂરને ખાવું છે. (કર્તા ચોથીમાં. ક્રિયાપદનો વિધ્યર્થ) |
| હું લખતો હતો. ( ,, ) | મારે લખવાનું હતું. (કર્તા ચોથીમાં. કાળ–ઇચ્છાવાચક ભૂત.) |

### ક્રિયાનાથ

વાક્યમાં જેના જાતિવચન પ્રમાણે ક્રિયાપદમાં ફેરફાર થાય તેને ક્રિયાનાથ કહે છે. આ પ્રમાણે:

૧. કર્તરિ પ્રયોગમાં કર્તા ક્રિયાનાથ હોય છે.

૨. કર્મણિ પ્રયોગમાં કર્મ ક્રિયાનાથ હોય છે.

૩. ભાવે પ્રયોગમાં ભાવ ક્રિયાનાથ હોય છે.

### ભાવકર્તૃક ક્રિયાપદ અને ભાવે પ્રયોગ

ભાવકર્તૃક ક્રિયાપદને ક્રિયાથી અલગ, ક્રિયાનો કરનાર, કર્તા હોતો નથી, પણ તે ભાવ રૂપે ક્રિયાપદમાં છૂપો હોય છે.

મને પેટમાં દુખે છે. ( એટલે દુખવાનું થાય છે. આમાં કર્તા દુખવાનું છે. )

ભાવે પ્રયોગમાં કર્તા (ક્રિયાનો કરનાર) હોય છે. પણ ક્રિયાપદનાં જાતિવચનનો આધાર એ કર્તા પર નથી રહેતો. ક્રિયાપદનાં જાતિવચન ભાવને અનુસરે છે.

મારાથી ચલાય છે. ('મારાથી' પાંચમી વિભક્તિમાં કર્તા તરીકે છે.) એટલે ભાવકર્તૃક ક્રિયાપદ અને ભાવે પ્રયોગ એ બન્ને જુદાં છે.

**કૃદંત**

કૃદંતના પણ કર્તરિ અને કર્મણિ એવા પ્રકાર થઈ શકે. તે સંબંધી કૃદંતના પ્રકરણમાં× વિશેષ જાણીશું.

## : ધાતુ (Root) :

ક્રિયાપદને કોઈ પણ જાતના પ્રત્યય લાગે તે પહેલાંના ક્રિયાપદના મૂળ રૂપને ધાતુ (root) કહે છે. ધાતુના બે પ્રકાર છે:

૧. મૂળ ધાતુ
૨. પ્રેરક ધાતુ

**મૂળ ધાતુ**

મૂળ ધાતુ સ્વરૂપે ક્રિયાપદના આજ્ઞાર્થના બીજા પુરુષ એકવચનના રૂપ જેવો જ હોય છે. જેમકે જા, દોડ, લખ, વાંચ, હો, છ, વગેરે.

**પ્રયોજક અથવા પ્રેરક ધાતુ**

જે ધાતુમાં બીજા પાસે ક્રિયા કરાવવાનો અર્થ હોય તેને પ્રયોજક કે પ્રેરક ધાતુ કહે છે.

ગાય ચરે છે (કર્તા ક્રિયા કરે છે)

ગોવાળ ગાય ચારે છે. (અહીં ગોવાળ ગાયને ચરવાની પ્રેરણા કરે છે.)

તે ગાયને ચરાવે છે. (તે માત્ર પ્રેરનાર છે. ચરનાર તો ગાય છે. માટે 'ચર' ક્રિયાનો મુખ્ય સંબંધ ગાય સાથે છે.)

કેટલાંક ક્રિયાપદનાં ત્રણ રૂપ બને છે; સાધિત, પ્રયોજક

---

× જુઓ પ્રકરણ ૧૧ મું.

(પુનઃસાધિત) અને પુનઃપ્રયોજક.

પડ, પાડ, પડાવ, પડાવરાવ
તપ, તાપ, તપાવ, તપાવરાવ.

કેટલાંક ક્રિયાપદમાં ત્રણ રૂપ નથી હોતાં. તેમાં માત્ર પ્રયોજક અને પુનઃપ્રયોજક રૂપો જ હોય છે. લખનું લાખ નથી થતું. માત્ર લખાવ અને લખાવરાવ થાય છે.

હવે તે કેવી રીતે બને છે તે તપાસીએ:

**૧. સાધિત ધાતુ કેમ બને?**

ક્રિયાપદના મૂળ ધાતુને જુદાજુદા પ્રત્યય લગાડવાથી તેના રૂપમાં ફેરફાર થઈ જે નવો ધાતુ બને છે તે સાધિત ધાતુ કહેવાય છે. દા. ત. ચર–ચાર, તર–તાર, તૂટ–તોડ.

અહીં જેને સાધિત ધાતુ કહ્યો છે તે પ્રેરક પણ છે. તેવી રીતે પ્રેરકને પણ સાધિત ધાતુ કહેવાય. છતાં સ્પષ્ટ સમજણ માટે આવો ભેદ યોગ્ય ધાર્યો છે.

મૂળ ધાતુમાંથી નીચેની રીતે સાધિત ધાતુ થઈ શકે છે.

(૧) ઉપાન્ત્ય 'અ' દીર્ઘ થાય છે. ચર–ચાર, પડ–પાડ.

(૨) ઉપાન્ત્ય 'ઊ' નો ઓ થાય છે. તૂટ–તોડ, છૂટ–છોડ.

(૩) ઉપાન્ત્ય 'અ' નો એ કે ઓ થાય છે. ઉછર–ઉછેર ઉકલ–ઉકેલ. ઢળ–ઢોળ

(૪) અન્ત્ય 'ઈ' નો આ થાય છે. પી–પા.

(૫) આદિ 'અ' નો એ થાય છે અને તેને 'અવ' પ્રત્યય લાગે છે. મળ–મેળવ, ફર–ફેરવ, ખર–ખેરવ, ભળ–ભેળવ, રડ–રેડવ. સાધારણ રીતે આમાંના મૂળ ધાતુ અકર્મક હોય છે. તે સાધિત થતાં સકર્મક થાય છે. સાધિત ધાતુમાંથી 'કરાવવાનો' અર્થ નીકળે છે. એટલે તેમાં પ્રેરણાનો અર્થ છે.

## ૨. પ્રયોજક ધાતુ કેમ બને ?

(૧) સાધિત ધાતુને 'આવ' પ્રત્યય લગાડી પુનઃ સાધિત કરવાથી. તપ–તાપ–તપાવ, પડ–પાડ–પડાવ.

(૨) મૂળ ધાતુને 'આવ' પ્રત્યય લગાડવાથી. લખ–લખાવ. આને સાધિત ધાતુ પણ કહેવાય. પણ એનો અર્થ પ્રેરક છે માટે આપણે પ્રયોજક ધાતુ કહીશું.

(૩) મૂળ ધાતુને 'આડ' કે 'વાડ' પ્રત્યય લગાડવાથી.

બેસ–બેસાડ, ગા–ગવાડ.

આવી રીતે બનેલા ધાતુને પાછો 'આવ' પ્રત્યય લાગે છે.

બેસાડાવ, બેસડાવ, ગવડાવ.

## ૩. પુનઃપ્રયોજક ધાતુ કેમ બને ?

ઉપર પ્રમાણે બનેલા પ્રયોજક ધાતુને 'રાવ' પ્રત્યય લગાડવાથી પુનઃપ્રયોજક ધાતુ બને છે. દા. ત. ગવડાવરાવ

## ધાતુઓનો વાકયોમાં ઉપયોગ.

ગાયો ચરે છે (મૂળ)
ભરવાડ ગાયોને ચારે છે ( સાધિત )
ભરવાડ ગાયોને ચરાવે છે ( પ્રયોજક )
શેઠ ભરવાડ પાસે ગાયોને ચરાવરાવે છે. (પુનઃપ્રયોજક)
બાળક ઊછરે છે (મૂળ)
આયા બાળકને ઉછેરે છે (સાધિત)
માતા બાળકને ઉછેરાવે છે (પ્રયોજક)
માતા બાળકને ઉછેરાવરાવે છે (પુનઃપ્રયોજક)
ગવૈયો ગાય છે (મૂળ)
ગવૈયો બાળકોને ગવડાવે છે (પ્રયોજક)
શેઠ ગવૈયા મારફત બાળકોને ગવડાવરાવે છે (પુનઃ પ્રયોજક)

## સાધિત ધાતુઓ

| મૂળ ધાતુ | ફેરફાર | સાધિત | પ્રયોજક (પુનઃસાધિત) | પુનઃપ્રયોજક |
|---|---|---|---|---|
| ચર | ઉપાન્ત્ય અ દીર્ઘ થાય | ચાર | ચરાવ (આવ) | ચરાવરાવ (રાવ |
| તપ | ,, | તાપ | તપાવ | તપાવરાવ |
| તર | ,, | તાર | તરાવ | તરાવરાવ |
| પડ | ,, | પાડ | પડાવ | પડાવરાવ |
| બળ | ,, | બાળ | બળાવ | બળાવરાવ |
| ઠર | ,, | ઠાર | ઠરાવ | ઠરાવરાવ |
| દબ | ,, | દાબ | દબાવ | દબાવરાવ |
| ઉછર | ઉપાન્ત્ય અનો એ થાય | ઉછેર | ઉછેરાવ | ઉછેરાવરાવ |
| ઉકલ | ,, | ઉકેલ | ઉકેલાવ | ઉકેલાવરાવ |
| ભળ | આદિ અનો એ થાય | ભેળ | ભેળવ (અવ) | ભેળાવરાવ |
| મળ | ,, | મેળ | મેળવ | મેળાવરાવ |
| ઢળ | ઉપાન્ત્ય અ નો ઓ | ઢોળ | ઢોળાવ (આવ) | ઢોળાવરાવ |
| પી × | અન્ત્ય ઈ નો આ | પા | પિવાડ (વાડ) | પિવડાવરાવ |
| છૂટ | ઉપાન્ત્ય ઊ નો ઓ | છોડ | છોડાવ (આવ) | છોડાવરાવ |
| તૂટ | ,, | તોડ | તોડાવ | તોડાવરાવ |
| ફૂટ | ,, | ફોડ | ફોડાવ | ફોડાવરાવ |

× 'પી' સકર્મક છે છતાં તેનાં ત્રણ રૂપ થાય છે.

## પ્રેરક ધાતુઓ

(આમાં સાધિત રૂપ થતાં નથી)

| મૂળ ધાતુ | પ્રત્યય | પ્રયોજક | પુનઃપ્રયોજક |
|---|---|---|---|
| કર | આવ | કરાવ | કરાવરાવ |
| ચાલ | ,, | ચલાવ | ચલાવરાવ |
| નાંખ | ,, | નંખાવ | નંખાવરાવ |
| બોલ | ,, | બોલાવ | બોલાવરાવ |
| લખ | ,, | લખાવ | લખાવરાવ |
| રોપ | ,, | રોપાવ | રોપાવરાવ |
| બેસ | આડ (સાથે આવ) | બેસાડ, બેસડાવ | બેસડાવરાવ |
| રમ | ,, | રમાડ, રમાડાવ | રમાડાવરાવ |
| ખા | વાડ (સાથે આવ) | ખવાડ, ખવડાવ | ખવડાવરાવ |
| ગા | ,, ,, | ગવાડ, ગવડાવ | ગવડાવરાવ |
| બી | ,, ,, | બિવાડ, બિવડાવ | બિવડાવરાવ |
| જો | ,, ,, | જોવાડ, જોવડાવ | જોવડાવરાવ |
| કહે | ,, ,, | કહેવાડ, કહેવડાવ | કહેવડાવરાવ |

## પ્રયોજક કર્તરિ પ્રયોગ

ઉપર આપણે જોયું તે પ્રમાણે ધાતુનાં પ્રયોજક અને પુનઃપ્રયોજક રૂપો યોજી શકાય છે. મૂળ ધાતુના જેમ કર્તરિ અને કર્મણિ પ્રયોગ થાય છે તેમ પ્રયોજક ધાતુના પણ પ્રયોજક કર્તરિ અને પ્રયોજક કર્મણિ પ્રયોગ થાય છે.

પ્રયોજક કર્તરિ પ્રયોગમાં પ્રયોજક કર્તાને પહેલી વિભક્તિમાં મૂકીને ક્રિયાપદના પ્રયોજક ધાતુ સાથે તેનો ઉપયોગ કરવાથી પ્રયોજક કર્તરિ પ્રયોગ થાય છે. મૂળ ધાતુ અકર્મક હોય પણ સાધિત–પ્રયોજક ધાતુ હમેશાં સકર્મક હોય છે.

૧. ધીરુ ગીત શીખે છે. (કર્તરિ પ્રયોગ)

૨. હું ધીરુને ગીત શીખવું છું (પ્રયોજક કર્તરિ પ્રયોગ)

પહેલાં વાક્યમાં 'ધીરુ' કર્તા છે. બીજા વાક્યમાં 'હું' કર્તા છે અને 'ધીરુ' કર્મ છે. એટલે 'હું' પ્રયોજક કર્તા થયો અને 'ધીરુ' પ્રયોજ્ય કર્મ થયું. આના ઉપરથી એમ કહી શકાય કે કર્તરિ પ્રયોગનો કર્તા, પ્રયોજક કર્તરિ પ્રયોગમાં પ્રયોજ્ય કર્મ થઈ જાય છે:

વિદ્યાર્થી દાખલો લખે છે.

શિક્ષક વિદ્યાર્થીને દાખલો લખાવે છે. અહીં પણ 'વિદ્યાર્થીને' એ પ્રયોજ્ય કર્મ કહેવાય.

## પ્રયોજક કર્મણિ પ્રયોગ

આ પ્રયોગમાં પ્રયોજક કર્તાને પાંચમી વિભક્તિમાં મૂકી ક્રિયા-પદના પ્રયોજક રૂપને 'આય' પ્રત્યય લગાડવામાં આવે છે.

મારાથી ધીરુને ગીત શિખવાય છે—શિખવાયું.
શિક્ષકથી વિદ્યાર્થીને દાખલો લખાવાયો.

પ્રયોજક કર્તરિ પ્રયોગમાં 'હું' અને 'શિક્ષક' પ્રયોજક કર્તા હતા તે અહીં પહેલી વિભક્તિમાં રહેવાને બદલે કર્તાથે પાંચમી વિભક્તિમાં

મુકાયા છે. પ્રયોજ્ય કર્મ 'ધીરુને' અને 'વિદ્યાર્થીને' એ જ સ્થિતિમાં ચાલુ રહે છે.

**નામધાતુ**

નામ કે વિશેષણ ઉપરથી સંસ્કૃતમાં ધાતુઓ બને છે. ગૂજરાતીમાં પણ ક્વચિત્ તેવા ધાતુ બને છે.

ટૂંકું-ટૂંકવ (વિશેષણ ઉપરથી)
લાંબું-લંબાવ (વિશેષણ ઉપરથી)
શોભા-શોભાયમાન (નામ ઉપરથી; 'માન' વર્તમાન કૃદંતનો પ્રત્યય છે.)

**સંસ્કૃત ધાતુઓ પરથી ગૂજરાતીમાં થતાં નામ**

ઉપર જણાવેલા પ્રકારના પ્રયોજક ધાતુ સિવાય સંસ્કૃતમાં બીજો ધાતુ બને છે.

દા. ત. **ज्ञा** ઉપરથી **जिज्ञास्** (જાણવાની ઇચ્છા કરવી), **पा** ઉપરથી **पिपास्** (પીવાની ઇચ્છા કરવી) વગેરે. ગૂજરાતીમાં એવા ધાતુ વપરાતા નથી પણ તે ધાતુઓ પરથી બનેલાં નામ કે વિશેષણ વપરાય છે.

**जिज्ञास्** ઉપરથી જિજ્ઞાસા (નામ) અને જિજ્ઞાસુ (વિશેષણ)
**पिपास्** ઉપરથી પિપાસા (નામ) અને પિપાસુ (વિશેષણ)

**પ્રશ્નો**

૧. ક્રિયાપદના કેટલા પ્રયોગ છે?
૨. ભાવે પ્રયોગ દષ્ટાંત આપી સમજાવો.
૩. ત્રણે પ્રયોગમાં કર્તા કયી વિભક્તિમાં હોય છે?
૪. નીચેની સંજ્ઞાઓ સમજાવો:—

અભિહિત કર્મ, કર્મવાચ્ય, ક્રિયાનાથ.

૫. ભાવકર્તૃક ક્રિયાપદ અને ભાવે પ્રયોગમાં શો તફાવત છે?
૬. ધાતુ એટલે શું? 'વાંચ' ધાતુનાં સાધિત, અને પુનઃપ્રયોજક રૂપ બનાવો.

૭. પ્રયોજક કર્તરિ પ્રયોગ અને પ્રયોજક કર્મણિ પ્રયોગ એટલે શું ?

૮. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાનાથ અને ક્રિયાપદના પ્રયોગ શોધી કાઢો:—

૧. શિક્ષકે વ્યાકરણ શીખવ્યું.

૨. તેનો મિત્ર તેના પાસે ગયો.

૩. હું તેના સામે બોલવા ગયો પણ મારાથી બોલાયું નહિ.

૪. દમયંતીના હાથમાંથી માછલાં સરકી ગયાં.

૫. મેં તેના વિચાર ફેરવી નાખ્યા.

૬. બધાથી પહેલે નંબર પાસ થવાનું નથી; છતાં બધાએ તે માટે પ્રયત્ન કરવો જોઇએ.

૭. તેના ભાઈને કાલે બહારગામ જવાનું છે.

૮. રેણુકાએ ગુસ્સામાં ચોપડી ફેંકી દીધી.

૯. તે બાળકે રમકડું ઉછાળ્યું.

૧૦. તેણે ખૂબ મહેનત કરી અને તે ફત્તેહમંદ થયો.

૯. નીચેનાં વાક્યોમાં ક્રિયાપદનું મૂળ, સાધિત, પ્રયોજક કે પુનઃપ્રયોજક રૂપ હોય તે બતાવો, અને જ્યાં પ્રયોજક કર્મણિ કે કર્તરિ પ્રયોગ હોય ત્યાં તે બતાવો:—

૧. તે ચોપડી લખે છે.

૨. હે ઇશ્વર ! તું મારૂં કામ પાર ઉતાર.

૩. તેણે તાળું તોડાવરાવ્યું.

૪. અમે ફોટો પડાવ્યો.

૫. કાન્તિએ રમેશ પાસે પત્ર લખાવ્યો.

૬. મેં નોકર મારફત નકામા કાગળ નખાવી દીધા.

૭. તે ઉદાર ગૃહસ્થ દરરોજ ગાયોને ઘાસ ખવડાવરાવે છે.

૮. તેનાથી તેના નોકર પાસે ધાર્યું કામ કરાવાય છે.

૯. પ્રકાશકોથી સારાં પુસ્તક છપાવાય તો કેટલું સારૂં ?

૧૦. તેણે બાગમાં સુંદર ઝાડ રોપાવરાવ્યાં.

# પ્રકરણ ૭ મું

## અવ્યય

વાક્યમાં વપરાતા શબ્દોના* બે વર્ગ પાડી શકાય:

૧. વ્યયી અથવા આખ્યેય

૨. અવ્યય

### ૧. વ્યયી અથવા આખ્યેય

જે શબ્દો રૂપાન્તર પામીને (અથવા રૂપાન્તર વગર પણ) ભિન્ન ભિન્ન જાતિ, વચન, કાળ, પુરુષ વગેરે પ્રાપ્ત કરી શકે તે શબ્દો વ્યયી અથવા આખ્યેય કહેવાય છે. નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ આ વર્ગમાં આવી શકે.

### ૨. અવ્યય

જે શબ્દને જાતિ કે વચન, પુરુષ કે કાળ હોઈ શકે જ નહિ અર્થાત્ એ કારણે જેના રૂપાન્તરનો સંભવ જ ન હોય તે શબ્દ અવ્યય કહેવાય છે. નથી વ્યય ( ફેરફાર ) જેમાં તે–અવ્યય ( બહુવ્રીહિ ). જેમકે:—

નોકર **જલદી** આવ્યો.
રમણ **ધીમે** ચાલ્યો.

---



ઝાડ **ઉપર** ફળ છે.
**અહીં** કોઈ હાજર નથી.

ઉપરનાં વાક્યોમાં જાડા અક્ષરે લખેલા શબ્દો અવ્યય છે. જો કે સામાન્ય રીતે અવ્યયના રૂપમાં ફેરફાર થતો નથી, છતાં કેટલાકને વિભક્તિના પ્રત્યયો પણ લાગે છે.

**વિભક્તિ**

ઉપર—ઉપરથી, ઉપરનું
માંહે—માંહેથી, માંહેનાથી
ત્યાર—ત્યારથી, ત્યારનો
એકંદર—એકંદરે

આમ કેટલાંક અવ્યયને વિભક્તિના પ્રત્યયો લાગતા હોવા છતાં તેઓ અવ્યય જ રહે છે.

### : પ્રકાર :

અવ્યય ચાર પ્રકારનાં છે. ૧. ક્રિયાવિશેષણ અવ્યય, ૨. નામયોગી અવ્યય, ૩. ઉભયાન્વયી અવ્યય અને ૪. કેવળપ્રયોગી અવ્યય.

### ૧. ક્રિયાવિશેષણ અવ્યય

જે અવ્યયો ક્રિયાપદ સાથે સંબંધ ધરાવતાં હોઇને ક્રિયાના અર્થમાં વધારો કરતાં હોય તે ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય છે. આવાં અવ્યયો ક્રિયા થઈ છે કે નથી થઇ, થઇ છે તો ક્યાં થઈ છે, ક્યારે થઇ છે, કેવી રીતે થઇ છે, શા માટે થઈ છે, કેવા ક્રમમાં થઇ છે, વગેરે બતાવે છે. દા. ત.

**કોઈ વેળા** દેશમાં દુકાળ પડે છે.
**અહીં તહીં** રખડવાથી શો લાભ?
**પાછળથી** આવી તેણે રમણની આંખો દાબી.
તેણે **નક્કી** ખૂન કરેલું હોવું જોઈએ.

વરસાદ પડ્યો, ઈમારતો કડડડ નીચે આવી.

આખરે મેઘ **ન જ** આવ્યો.

આ બધાં ઉપર જણાવ્યા પ્રમાણેનાં ક્રિયાવિશેષણ અવ્યયો છે. તેના જુદા જુદા પ્રકાર છે. તેમાં મુખ્ય બે છે. વિધિવાચક અને નિષેધવાચક. **વિધિવાચક** ક્રિયા થઈ તે સૂચવે છે, **નિષેધવાચક** ક્રિયા ન થઇ હોય તેવું સૂચવે છેઃ

તે **રોજ** જાય છે. ( વિધિવાચક )

તમે જતા **નહિ.** ( નિષેધવાચક )

નિષેધવાચક અવ્યયો ન, ના, નહિ, મા, વગેરે છે.

વિધિવાચક અવ્યયોના પાછા બે પ્રકાર થાય છે. **શુદ્ધ વિધિવાચક** અને **સ્વીકારવાચક.** પહેલામાં ક્રિયાનો સ્પષ્ટ સ્વીકાર છે, બીજામાં અજાણતાં સ્વીકાર હોય છે.

તે **જરૂર** આવશે ( શુદ્ધ વિધિવાચક )

**ભલે,** કાલે આવજો ( સ્વીકારવાચક )

સ્વીકારવાચક અવ્યયો ભલે, સારું, ઠીક, ખેર, હશે, વગેરે છે.

શુદ્ધ વિધિવાચકના વળી નીચે પ્રમાણે પેટાવિભાગ થાય છે. જેટલા શુદ્ધ વિધિવાચકના વિભાગ થાય છે તેટલા જ પાછા નિષેધવાચકના પણ વિભાગ થાય છે.

**૧. કાળવાચક**—ક્રિયાનો સમય બતાવનારાં ઝટ, તરત, કદી, કોઈ વેળા, તત્કાળ, વગેરે.

પાપને **કદી** છુપાવો નહિ.

**૨. સ્થળવાચક**—ક્રિયાનું સ્થળ બતાવનારાં. અહીં, તહીં, આણીગમ, તેણીગમ, હેઠળ, અધવચ, ઉગમણા, વગેરે.

કરોળિયો **અધવચ** લટક્યો.

**આગળ** શું થશે, તેનો વિચાર કરીને જ કામ હાથ ધરવું.

૩. **રીતિવાચક**—ક્રિયાની રીત બતાવનારાં. તે પ્રમાણે, વ્યર્થ, સારી પેઠે, વગેરે.

તેના પ્રયત્નો **વ્યર્થ** ગયા.
સોંપેલું કામ કૃષ્ણે **સારી પેઠે** પાર ઉતાર્યું.

૪. **હેતુવાચક**—ક્રિયાનો હેતુ બતાવનારાં. શા માટે, કેમ, શા વાસ્તે, વગેરે.

સુશીલા **કેમ** આવી?
તેં **શા માટે** ચોપડી ચોરી?

૫. **ક્રમવાચક**—ક્રિયાનો ક્રમ બતાવનારાં. વારંવાર, પ્રતિવર્ષ, એકાન્તરે, વગેરે.

તેને **એકાન્તરે** તાવ આવે છે.
**પ્રતિવર્ષ** યજ્ઞ થાય છે.

૬. **સંશયનિશ્ચયવાચક**—આ પ્રકારનાં ક્રિયાવિશેષણો સંશય, નિશ્ચય, આવશ્યકતા, સંભાવના વગેરે સૂચવે છે.

ક. **સંશયવાચક**—ક્રિયા બની છે કે નહિ તેનો સંશય બતાવનારાં કદાચ, કદી, કદાપિ, બનતાં સુધી, ઘણું કરીને, વગેરે.

હિંદમાં **કદાચ** ફિડરેશન દાખલ થાય.

ખ. **નિશ્ચયવાચક**—ક્રિયા બની છે તે ચોક્કસ રીતે બતાવનારાં છે. ખચીત, ખરેખર, નિઃશંક, બેધડક, વગેરે.

વિનુ **ખરેખર** લુચ્ચો છે.

ગ. **આવશ્યકતાવાચક**—અવશ્ય, નક્કી, જ, જરૂર, બેશક, વગેરે.

તે **નક્કી** પાસ થશે.

ઘ. **સંભાવનાવાચક**—સંશયથી કંઇ વિશેષ અને નિશ્ચયથી કંઇક ઓછું સૂચવનારાં.

શકે, જાણે, રખે, જેમ, શું, વગેરે.

**રખે** તેનું મૃત્યુ થાય, એ બીકે તે ગયો નહિ.

૭. **સંખ્યાવાચક**—ક્રિયા કેટલીવાર થઈ તે બતાવનારાં.

વારંવાર, એકવાર, અનેકવાર, બહુવાર, વગેરે.

તે **વારંવાર** એક જ વાક્ય બોલે છે.

૮. **અનુકરણવાચક**—કોઈ પ્રાણીના અવાજને કે પદાર્થના ઘર્ષણથી થતા અવાજને મળતા ઉચ્ચારના શબ્દોને અનુકરણવાચક શબ્દો કહે છે. આવા કેટલાક શબ્દ અવ્યય છે અને ક્રિયાપદના અર્થમાં વધારો કરતા હોવાથી ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય છે. ધમધમ, કડડડ, કડાકડ, ચપોચપ, ચમચમ, બકબક, ટપટપ, વગેરે.

વિનુની મૂર્ખતા જોઈ કાન્તા **ખડખડ** હસી.

કેશવના નવા બૂટ **ચમચમ** બોલે છે.

૯. **પરિમાણવાચક**—ક્રિયાનું માપ બતાવનારાં. જરાક, લગાર, લેશ, અતિશય, બસ, બરાબર, છેક, બિલકુલ, વગેરે.

તે **સહેજ** હસ્યો

**બસ**, **બહુ** થયું. **બરાબર** છે. હવે **બિલકુલ** નહિ જોઈએ.

૧૦. **પ્રશ્નવાચક**—કેમ, ક્યારે, કે, વગેરે. તમે પાસ થશો કે ?

આ નિશ્ચયવાચકનો એક ભાગ છે.

## અન્વયથી થતા ફેરફાર

કેટલાક અવ્યયો જેવાંકે જ, એ, પણ, તો, વગેરેનો અન્વય બદલાતાં તેઓ જુદા જુદા અર્થ બતાવે છે.

મારો જ ભાઈ આજે મુંબઈ ગયો. ( બીજાનો નહિ )

મારો ભાઈ જ આજે મુંબઈ ગયો. ( બીજું કોઈ સગું નહિ )

મારો ભાઈ આજે જ મુંબઈ ગયો. ( તે પહેલાં નહિ )
મારો ભાઇ આજે મુંબઇ જ ગયો. ( બીજે ક્યાંય નહિ )

આમ શબ્દનું સ્થાન બદલવાથી વાક્યના અર્થમાં કેટલો બધો ફેરફાર થાય છે તે જોઈ શકાશે. તે જ પ્રમાણે બીજા અવ્યયોના સ્થાનફેરથી જુદા જુદા અર્થ ઉત્પન્ન થઈ શકે.

### વિશેષણનો ક્રિયાવિશેષણ અવ્યય તરીકે ઉપયોગ

કેટલાંક વિશેષણો વાક્યમાં એવી રીતે વપરાય છે કે તે ક્રિયાપદ સાથે જતાં હોય તેમ લાગે છે. માટે તેઓને ક્રિયાવિશેષણ કહી શકાય.

તે મને ખૂબ મારે છે.
તે કંઈક થાક્યો.

### શબ્દસમૂહ ક્રિયાવિશેષણ અવ્યય તરીકે

કેટલીકવાર કેટલાક શબ્દો એકઠા થઈ ક્રિયાવિશેષણ અવ્યય બને છે. જેમકે, જ્યાંસુધી, ત્યાંસુધી, દરરોજ, હરહમેશ, વગરવિચારે, વણબોલે, પ્રતિદિન, વગેરે.

### ક્રિયાવિશેષણનો આખ્યેય તરીકે ઉપયોગ

કેટલીકવાર ક્રિયાવિશેષણ અવ્યય આખ્યેય તરીકે–નામ કે વિશેષણ તરીકે–વપરાય છે.

**એમ** કહો કે મારાથી નહિ અવાય. ( નામ )
**અકસ્માત** મને નડયો નહિ (નામ)
**ક્યાંના** માણસો દુઃખી નથી ? ( વિશેષણ જેવું )


ક્રિયાવિશેષણ અવ્યય
વિધિવાચક
નિષેધવાચક
( ન, ના, નહિ, મા )
શુદ્ધ વિધિવાચકના જેટલા વિભાગ
પડે છે તેટલા આના પણ પડે.
શુદ્ધવિધિવાચક
સ્વીકારવાચક
(ભલે, સારું)
કાળવાચક
(હમણાં)
સ્થળવાચક
(અહીં)
રીતિવાચક
(તેમ)
હેતુવાચક
(શા માટે)
સંશયનિશ્ચય-
વાચક
ક્રમવાચક
(પહેલાં)
સંખ્યાવાચક
(વારંવાર)
અનુકરણવાચક
(ખડખડ)
પરિમાણવાચક
(જરાક)
સંશયવાચક
(કદાચ)
નિશ્ચયવાચક
(ખરેખર)
આવશ્યકતાવાચક
(અવશ્ય)
સંભાવનાવાચક
(રખે, શકે)

# પ્રકરણ ૮ મું

## અવ્યય ( ચાલુ )

### ૨. નામયોગી અવ્યય

નામ+યોગી એટલે નામ સાથે જોડાયેલાં. નામ કે સર્વનામની સાથે જે શબ્દો જોડાયેલા હોય છે અને વિભક્તિના પ્રત્યયની જે ગરજ સારે છે તે નામયોગી અવ્યય કહેવાય છે. જુદાં જુદાં નામયોગી અવ્યયો જુદી જુદી વિભક્તિના અર્થમાં વપરાય છે.

| નામયોગી અવ્યયો | કયી વિભક્તિના અર્થમાં ? |
|---|---|
| ૧. સુધી, પર્યન્ત, લગી, લગણુ | બીજી વિભક્તિ |
| ૨. વડે, વતી, મારફત, રૂએ, લીધે, મેળે, કરીને | ત્રીજી વિભક્તિ |
| ૩. માટે, સારુ, કાજે, વાસ્તે, ખાતર, અર્થે | ચોથી વિભક્તિ |
| ૪. નીચેથી, અંદરથી, ઉપરથી | પાંચમી વિભક્તિ |
| ૫. અંદર, માંહે, વચ્ચે, પર, ઉપર, વિષે, પ્રમાણે | સાતમી વિભક્તિ |

વળી શબ્દાર્થ પ્રમાણે નામયોગી અવ્યયોના નીચે પ્રમાણે વિભાગ પાડી શકાય:—

૧. **સ્થળવાચક**—ઉપર, નીચે, અગાડી, પાસે, પડખે, પછાડી, પાછળ, સમીપ, સન્મુખ, અંદર, બહાર, આસપાસ, તળે, જોડે, કને, સાથે, લગી, સુધી, લગણુ, વગેરે.

૨. **કાળવાચક**—પાછળ, સુધી, બાદ, પછાડી, પછી, પૂર્વે, અગાઉ, અગાડી, પહેલાં, વગેરે.

૩. **અન્યસંબંધવાચક**—કરીને, પેઠે, તરીકે, વગેરે.

## બીજાં નામયોગી અવ્યયો

વડે, વતી, મારફત, લીધે, રૂએ, માટે, કાજે, સારુ, વાસ્તે, ખાતર, અર્થે, વગેરે.

## નામયોગી સાથેના નામસર્વનામની વિભક્તિ

જે નામ કે સર્વનામ સાથે નામયોગી અવ્યય સંબંધ ધરાવે છે તે નામ કે સર્વનામ સાધારણ રીતે છઠ્ઠી વિભકિતમાં આવે છે.

વડોદરા અમદાવાદ **પાસે** છે. (અમદાવાદની પાસે છે—છઠ્ઠી)

કનુના ઘર **પછી** મનુનું ઘર છે. (ઘરની પછી—છઠ્ઠી)

બહેન **જોડે** ભાઇ ગયો. (બહેનની જોડે—છઠ્ઠી)

રમા સારુ ચોપડી લાવ્યો. (રમાને સારુ—છઠ્ઠી સાથે ત્રીજી)

પરંતુ આ નિયમમાં **અપવાદ** ઘણા છે:—

તે લંકા **સુધી** ગયો. (બીજી. અહીં ગત્યર્થે બીજી જ હોઇ શકે. માટે તેને છઠ્ઠીનો પ્રત્યય ન લગાડી શકાય.)

**હાથે** કરીને હેરાન થાય છે. (ત્રીજી)

**વિના** કારણે હેરાન થયો. (ત્રીજી. 'વિના' નામની પછી આવે તો છઠ્ઠી વિભકિતનો પ્રત્યય લાગે અને નામની પહેલાં આવે તો ત્રીજી વિભકિતનો પ્રત્યય લાગે.)

કરતાં—આ નામયોગી અવ્યય છે તે ધ્યાનમાં રાખવું.

## ૩. ઉભયાન્વયી અવ્યય

ઉભય એટલે બે. અન્વય એટલે સંબંધ. :બે શબ્દો કે બે વાકયોને જોડનાર અવ્યય તે ઉભયાન્વયી અવ્યય કહેવાય છે. તેના નીચે પ્રમાણે પ્રકાર છે:—

૧. **સમુચ્ચયવાચક**—આ એકઠાપણું બતાવે છેઃ

ને, અને, તે, વગેરે.

રામ **અને** લક્ષ્મણ મૃગયા કરવા ગયા.

૨. **વિકલ્પવાચક**—આ કે એ એમ સૂચવે છેઃ

વા, અથવા, કિંવા, યાતો, કાંતો, કે, અગર, વગેરે.

**કાંતો** લખો, **કાંતો** વાંચો.

૩. **વિરોધવાચક**—આ વિરોધ એટલે ઉલટાપણું બતાવે છેઃ

પણ, પરંતુ, તોપણ, વગેરે.

તે હોશિયાર છે, **પરંતુ** અપ્રમાણિક છે.

૪. **કારણવાચક** અથવા **પરિણામવાચક**—આ અવ્યય કારણ અથવા તેથી નીપજતું પરિણામ બતાવે છેઃ

કારણ કે, કેમકે, માટે, તો, ત્યારે, નહિ તો, નહિતર, વગેરે.

તે પાસ થયો, **કેમકે** તેણે ખૂબ મહેનત કરી હતી. (કારણ)

તેણે સમયસર મદદ કરી, **માટે** હું બચ્યો. (પરિણામવાચક)

૫. **સંકેતવાચક**—આ સંકેત અથવા શરત બતાવે છેઃ

જો, તો, જો કે, તોપણ, અગરજો.

**જો** પુણ્ય કરશો **તો** સુખી થશો. (શરત)

૬. **સંબંધવાચક**—આ સંબંધ બતાવે છેઃ

જ્યારે, ત્યારે; જ્યાં, ત્યાં; જેમ, તેમ; વગેરે.

આમાં 'જ્યારે' પછી 'ત્યારે' મૂકવાની જરૂર રહે છે. જેમ સર્વનામમાં 'જે' 'તે' સંબંધી સર્વનામ છે તેમ ઉપરનાં અવ્યયો સંબંધવાચક છે.

૭. **સ્વરૂપબોધક**—પૂર્વે કહેલું બીજા સ્વરૂપમાં રજુ થાય છે એમ સૂચવે છે.

એટલે, અર્થાત્, વગેરે.

૮. **વાકયના આરંભમાં વપરાતું**—આ એક વાકય પછી અને પાછળના બીજા વાકય પહેલાં વપરાય છે.

કે, એ, જે, વગેરે.

તે એટલું સરસ ગાય છે કે સાંભળ્યાં જ કરવું ગમે.

## ૯. કેવળપ્રયોગી અવ્યય

જે અવ્યયોને વાકયના બીજા શબ્દો સાથે સંબંધ નથી, પણ તદ્દન સ્વતંત્ર રીતે વપરાય છે અને જે કોઇ બળવાન લાગણી ઉદ્‌ગારરૂપે દર્શાવે છે તે કેવળપ્રયોગી અવ્યય કહેવાય છે. સુખ, દુઃખ, હર્ષ, શોક, બીક, આશ્ચર્ય, આનંદ, ગભરાટ, વગેરે મનની લાગણીઓ વેગથી બલપૂર્વક બહાર નીકળી આવે છે ત્યારે તેમનો સહજ ઉપયોગ થાય છે. તેના નીચે પ્રમાણે પ્રકાર છેઃ

૧. **હર્ષવાચક**—એ હર્ષનો ઉભરો બતાવે છેઃ

વાહ! વાહવા! શાબાસ! હાસ!

૨. **દુઃખવાચક**—એ અવ્યય દુઃખની લાગણી બતાવે છેઃ

અરેરે! શિવશિવ! હાયહાય રે! અરે રામ! ઓ બાપ રે! ઓ મા રે!

૩. **આશ્ચર્યવાચક**—આમાં વિસ્મયથી નીકળી આવતા શબ્દો હોય છેઃ

અહો! ઓહો! અધધધ! અહાહા!

૪. **ધિક્કારવાચક**—આ ધિક્કાર બતાવે છે:

છી છી! થૂ થૂ! ધિક્! છટ! ફટ! હટ!

૫. **ક્રોધવાચક**—ક્રોધ બતાવે છેઃ

ચૂપ! ચપ!

૬. **વિનયવાચક**—વિનય સૂચવે છે:

જી! જી સાહેબ! મહારાજ! જી હજૂર!

૭. **સંબોધનવાચક**—દૂરથી સંબોધન કરવામાં વપરાય છેઃ

એ! ઓ! અરે, ઓ! હે!

૮. **કલ્યાણવાચક**—આ અવ્યય કલ્યાણ કે આશીર્વાદ સૂચવે છેઃ

સ્વસ્તિ! ખમા! જય જય!

**નામ તરીકે**—કેટલીકવાર કેવળપ્રયોગી અવ્યય નામ તરીકે પણ વપરાય છે.

**શાબાશ** છે એ બહાદુર યુવાનને!

**પૂર્વગ અને ઉપસર્ગ**—ઉપર ગણાવ્યા ઉપરાંત પૂર્વગ અને ઉપસર્ગને પણ અવ્યય ગણવામાં આવે છે. તે સ્વતંત્ર રીતે વાક્યમાં નથી વપરાતાં, પણ શબ્દોની આગળ તેમને મૂકવામાં આવે છે.

નિર્મળ, પ્રતિબિંબ, પરાજય વગેરેમાં **નિસ્** તેમજ **પ્રતિ** પૂર્વગ છે અને **પરા** ઉપસર્ગ છે.

**પ્રશ્નો**

૧. અવ્યય એટલે શું? આખ્યેય એટલે શું? એ બન્નેમાં તફાવત શો છે?

૨. અવ્યયના જુદા જુદા પ્રકાર ગણાવો.

૩. ક્રિયાવિશેષણ અવ્યય નામ તરીકે વપરાય તેનો દાખલો આપો.

૪. જુદી જુદી વિભક્તિના અર્થમાં કયાં અવ્યયો વપરાય છે? તેનાં દ્રષ્ટાંત આપો.

૫. નામયોગી અવ્યય સાથે વપરાતાં નામોની સાધારણ રીતે કયી વિભક્તિ હોય છે? તેમાં અપવાદ છે?

૬. 'કેવળપ્રયોગી' અવ્યયનું એવું નામ શા ઉપરથી પડ્યું?

૭. ઉભયાન્વયી અવ્યયનો અર્થ સમજાવો અને તેને વાક્યમાં વાપરો.

૮. નીચેનાં વાક્યોમાંથી અવ્યય શોધી તેના પ્રકાર કહોઃ—

૧. રમણ તેમ ગયો અને છગન આમ આવ્યો.

૨. શિક્ષક મને અકસ્માત્ મળી ગયા.

૩. તે ખરેખર ભોળો છે, પણ તેવો દેખાતો નથી.

૪. શકે મેરુશૃંગ તોડી પાડશે, શકે બ્રહ્માંડને ફાડશે.

૫. પહેલાં તમારે અહીં આવવું જોઇતું હતું, પછી તમારે ગુનાને કબૂલવો હતો અને છેવટે તેને માટે માફી માગવી હતી.

૬. બહુ સારું, હુ કયારે એની ના કહું છું?

૭. ઈશ્વરની અહોનિશ પ્રાર્થના કરો.

૮. વનની અંદર એક સરોવર હતું, ત્યાં હંસ ચારો ચરતા.

૯. શહેરની આસપાસ કોટ છે, રજા સિવાય અંદર પ્રવેશ થતો નથી.

૧૦. જ્યારે તાપ પડે છે, ત્યારે પક્ષીઓ માળામાં સંતાય છે.

૧૧. શાબાશ, તે વીર પુરૂષને! જેણે પોતાના જીવ સાટે છોકરીને બચાવી.

૧૨. અરે, કયાં ગયો? જી, સાહેબ, આ રહ્યો.

# પ્રકરણ ૯ મું

## પૂર્વંગ અને ઉપસર્ગ (Prefixes)

પૂર્વંગ એ અવ્યયરૂપ છે અને તેની મદદથી અનેક શબ્દો યોજી શકાય છેઃ તેના વડે શબ્દશકિત વધે છે અને ભાષા સમૃદ્ધ થાય છે. પૂર્વંગના એક પ્રકારને ઉપસર્ગ કહેવામાં આવે છે. દરેક ભાષામાં આવી જાતના પ્રત્યયો હોય છે. ગૂજરાતી ભાષાના ઘણાખરા પૂર્વંગ અને ઉપસર્ગ સંસ્કૃત ભાષામાંથી ઉતરી આવેલા છે, કેટલાક ગૂજરાતી ભાષાના (પ્રાકૃતમાંથી આવેલા) છે અને કેટલાક ફારસી, ઊર્દુ, અરબી વગેરે ભાષામાંથી દાખલ થયેલા છે. પૂર્વંગ અને ઉપસર્ગ શબ્દની પૂર્વે લાગેલા પ્રત્યયો છે.

**પૂર્વંગ:**—નામની કે વિશેષણની પૂર્વે જે (સ્વતંત્ર રીતે વપરાતું ન હોય તેવું) અવ્યય લાગે છે તેને પૂર્વંગ કહેવામાં આવે છે.
દા. ત. અધર્મ, કુપાત્ર, અનર્થ, દિવાકર. (અહીં 'અ', 'કુ', 'અન્' અને 'દિવા' એ પૂર્વંગો છે.)

**ઉપસર્ગ:**—ઉપ + સર્ગ. ઉપ એટલે પાસે અને સર્ગ એટલે સ્થિતિ. કોઈ પણ ધાતુ કે ધાતુનાં રૂપાન્તર પૂર્વે જે અવ્યયરૂપ પૂર્વંગ લાગે તેને ઉપસર્ગ કહેવાય છે.
દા. ત. 'હૃ' ધાતુ છે. તેમાંથી ઉત્પન્ન થયેલો શબ્દ 'હાર' છે. એ શબ્દની પૂર્વે જુદા જુદા પ્રત્યય લગાડવાથી તેના અર્થમાં ફેરફાર થાય છેઃ

સમ્ + હાર = સંહાર – વિનાશ
વિ + હાર = વિહાર – રમતગમત, મોજમજાહ
અવ + હાર = અવહાર – ચોર
ઉદ્ + હાર = ઉદ્ધાર – ઉન્નતિ
સમ્, વિ, અવ, ઉત્, વગેરે ઉપસર્ગો છે.

આમ પૂર્વંગ અને ઉપસર્ગની વ્યાખ્યા તપાસતાં એમ કહી શકાય કે:—

પૂર્વંગ નામની પહેલાં આવે.

ઉપસર્ગ ધાતુ કે ધાતુમાંથી ઉત્પન્ન થયેલા શબ્દોની પહેલ આવે.

## પૂર્વંગ

૧. **સંસ્કૃત પૂર્વંગો**

**અ**—નહિ. (વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે આવે છે.) અસત્ય, અયોગ્ય, અલૌકિક.

**અન્**—નહિ. (સ્વરથી શરૂ થતા શબ્દો પૂર્વે આવે છે.) અનર્થ, અનાર્ય, અનેક, અનન્ત.

**કુ**—ખરાબ. કુપાત્ર, કુવાકય, કુકર્મ. કોઇવાર 'કુ'નો 'કા' થઇ જાય છેઃ કાપુરુષ. કોઇવાર 'કુ' નો 'ક' થઇ જાય છેઃ કજાત, કમોત.

**સુ**—સારી રીતે. સુદૂર, સુવાકય.

**ચિરમ્**—લાંબા વખત સુધી. ચિરંજીવી, ચિરકાળ.

**દિવા**—દહાડો. દિવાકર, **પશ્ચાત્**—પછી. પશ્ચાત્તાપ, **પ્રાતર્**—સવાર, પ્રાતઃકાળ, **સાયમ્**—સાંજે. સાયંકાળ **પુનર્**—ફરીથી. પુનરુકિત, **શનૈઃ**—ધીમે ધીમે. શનૈશ્ચર, **અધઃ**—નીચે. અધઃપાત, વગેરે સંસ્કૃત પૂર્વંગો છે.

૨. **કેટલાક ગૂજરાતી પૂર્વંગો**

આ પૂર્વંગો મૂળ સરકૃતમાંથી વિકૃત થયેલા છે.

**અવ**—ખરાબ, અવગુણ. **સ**—સારો, સકર્મી. **અણ**—નહિ, અણગમતું. **ન**—નહિ, નફિકરો. **અળ**—ખરાબ, અળખામણું. **અણ**—અનુ, અણસાર.

૩. **ફારસી, અરબી પૂર્વંગો.**

નીચેના ફારસીઅરબી પૂર્વંગો ખૂબ વપરાય છે.

**બે**—ઊલટું, બેઆબરૂ, બેકદર. **ના**—અભાવવાચક, નાખુશ. **લા**—અભાવવાચક, લાચાર. **ગેર**—અભાવવાચક, ગેરહાજર, ગેરફાયદો. **કમ**—ઓછું, કમજોર. **હર**—પ્રત્યેક, હરરોજ. **બદ**—ખરાબ, બદનામ **સર**—મુખ્ય, સરદાર. **બર**—બાજુ, બરતરફ. **બિન** (ઉર્દુ)—વિના. બિનજરૂરી.

## ઉપસર્ગ

### સંસ્કૃત ઉપસર્ગો

સંસ્કૃત ભાષામાં નીચેના ઉપસર્ગ ગણાય છેઃ—

પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ્, નિસ્ (નિર્), દુસ્ (દુર્), વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ, અને ઉપ.

આ ઉપરાંત નીચેના પણ ગૂજરાતીમાં ઉપસર્ગ તરીકે વપરાય છે. માટે તેને પૂર્વંગ ગણવાને બદલે ઉપસર્ગ ગણવા જોઇએ. એ રીતે ×નીચેના ઉપસર્ગો છે.

**આવિસ્**—પ્રકટ, ખુલ્લું. સંસ્કૃત **કૃ** અને **ભૂ** ધાતુની પૂર્વે આવે છે.

આવિષ્કૃત (પ્રકટ થયેલું), આવિર્ભૂત ( પ્રકટ થયેલું).

**તિરસ્**—દૂર. **કૃ**, **ધા** ને **ભૂ** ધાતુની પૂર્વે વપરાય છે.

તિરસ્કાર, તિરોધાન (અંતર્ધાન), તિરોભૂત ( અંતર્ધાન થયેલું ).

**શ્રત્**—વિશ્વાસનો અર્થ બતાવે છે. **ધા** ધાતુની પૂર્વે આવે છે.

શ્રદ્ધા.

**અલમ્**—ભૂષણનો અર્થ બતાવે છે. **કૃ** ધાતુની જ પૂર્વે આવે છે.

અલંકાર, અલંકૃતિ.

**નમસ્**—નમન. **કૃ** ધાતુની જ પૂર્વે આવે છે.

નમસ્કાર.

**સાક્ષાત્**—પ્રત્યક્ષ. **કૃ** ધાતુની જ પૂર્વે આવે છે.

સાક્ષાત્કાર.

ઉપસર્ગના મુખ્ય ત્રણ વ્યાપાર છે.

૧ **ઊલટો** અર્થ બતાવે છે. અપમાન (માનથી ઊલટું)

૨ ધાતુના અર્થને **અનુસરે** છે. અનુસરણ (સરણ એટલે સરવું, અનુસરણ એટલે પણ સરવું.)

૩ ધાતુના અર્થમાં વધારો કરે છે. પ્રતાપ ( ઘણો તાપ ).

× સંસ્કૃતમાં આને પૂર્વંગો કહેલા છે. પણ જે શબ્દો સાથે તે વપરાય છે તે શબ્દો ધાતુઓ છે. એટલે વ્યાખ્યાની દૃષ્ટિએ તેમને ઉપસર્ગ ગણવા જોઈએ.

## ઉપસર્ગો અને તેના અર્થ

| ઉપસર્ગ | અર્થ | દાખલો | ઉપસર્ગ | અર્થ | દાખલો |
|---|---|---|---|---|---|
| પ્ર | આગળ | પ્રસ્થાન | વિ | વિશેષ | વિખ્યાત |
| | ઘણું | પ્રખ્યાત | | જતું રહેલું | વિયોગ |
| | ઉત્પત્તિ | પ્રપૌત્ર | આ | ચારે તરફ | આચ્છાદાન |
| | | | | ઊલટો અર્થ | આગમન |
| પરા | સામું | પરાજય | | | |
| | | | | થોડું | આકંપિત |
| | તરફ | પરાક્રમ | | | |
| | | | | ઊંચું | આરોહણ |
| અપ | ખરાબ | અપશબ્દ | | | |
| | | | નિ | નીચે | નિપાત |
| | દૂર | અપહરણ | | | |
| | | | | પુષ્કળ | નિયમ |
| સમ્ | સાથે | સંબંધ | | | |
| | | | અધિ | ઉપર | અધિરોહણ |
| | પુષ્કળ | સંતોષ | | | |
| | ઐક્યવાચક | સંવાદ | અતિ | અત્યંત | અતિવૃષ્ટિ |
| અનુ | પાછળ | અનુસરવું | ઉદ્ | ઊંચું | ઉદ્ધૂર |
| | સરખું | અનુકરણ | | ઊલટું | ઉત્પથ |
| અવ | નીચે | અવનતિ | પ્રતિ | ઊલટું | પ્રતિબિંબ |
| | ખરાબ | અવગુણ | | તરફ | પ્રતિગમન |
| નિસ્, નિર્ | બહાર | નિર્ગત | પરિ | ચારે તરફ | પરિક્રમણ |
| દુસ્, દુર્ | ખરાબ | દુર્ગુણ | | પુષ્કળ | પરિતોષ |
| | મુશ્કેલ | દુઃસાધ્ય | ઉપ | પાસે | ઉપસર્ગ |
| અભિ | તરફ | અભિમુખ | | નાનું | ઉપગ્રહ |
| | અતિશયતા | અભિનય | | નહિ | ઉપેક્ષા |

## પ્રશ્નો

૧. પૂર્વંગ અને ઉપસર્ગમાં શો તફાવત છે?

૨. ગૂજરાતી શબ્દોમાં કેટલી ભાષાના પૂર્વંગો અને ઉપસર્ગો છે?

૩. ફારસી અને અરબી પૂર્વંગોના દાખલા આપો.

૪. નીચેના શબ્દોમાંથી પૂર્વંગ અને ઉપસર્ગ શોધી કાઢો અને તેના અર્થ બતાવોઃ—

પ્રયોગ, પરાક્રમ, અનુગામી, અવતાર, પરાજય, સંયુક્ત, કુશંકા, બેદરકાર, નીરસ, નિર્જન, અભિષેક, ઉદ્વેગ, સંમાર્જન, વિનષ્ટ, દુસ્તર, સુલભ, ઉપવન, આવિષ્કરણ, તિરોધાન, નાલાયક, નાહક, પ્રપૌત્ર, અપશુકન.

# પ્રકરણ ૧૦ મું

## તદ્ધિત અને કૃત્ પ્રત્યયો ( Suffixes )

આપણે આગળ જોયું કે શબ્દોની પહેલાં પૂર્વગો લાગે છે. હવે શબ્દોની પાછળ પ્રત્યયો લગાડવામાં આવે છે તે સંબંધી ચર્ચા કરીશું. એ પ્રત્યયો તદ્ધિત અને કૃત્ છે.

### : તદ્ધિત પ્રત્યયો :

તદ્ધિત એટલે તદ્+હિત. તદ્ એટલે નામ, સર્વનામ, વિશેષણ, અવ્યય વગેરે. 'હિત' એટલે લાયક અથવા યોગ્ય.

નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયની પછી જે પ્રત્યય લાગે છે તેને તદ્ધિત પ્રત્યય કહે છે.

માસ (નામ) +ઇક = માસિક ( વિશેષણ )
અન્ય (સર્વનામ) +ત્ર = અન્યત્ર (અવ્યય)
મૂર્ખ (વિશેષણ) +તા=મૂર્ખતા (નામ)
પુરા (અવ્યય)+તન=પુરાતન (વિશેષણ)

જેમ પૂર્વગ ત્રણ પ્રકારના છે તેમ તદ્ધિત પ્રત્યયો પણ ત્રણ પ્રકારના છે.

૧. સંસ્કૃતમાંથી વિકાર વગર ઉછીના લીધેલા (તત્સમ)

૨. ગૂજરાતી–સંસ્કૃતમાંથી રૂપાન્તરે નીપજેલા (તદ્ભવ) અને તે ઉપરાંત દેશ્ય ભાષામાંથી આવેલા.

૩. ફારસીઅરબીમાંથી આવેલા.

નીચેના કોઠામાં અગત્યના તદ્ધિત પ્રત્યયો, તે કયો અર્થ સાધે છે, તથા તેમાંથી કેવી રીતે શબ્દો બને છે તે બતાવ્યું છે.

## ૧. સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો.

| પ્રત્યય | અર્થ | મૂળ શબ્દમાં થતા ફેરફાર | દૃષ્ટાંત |
|---|---|---|---|
| અ | અપત્યવાચક પુત્ર દર્શાવનાર (નારીજાતિમાં ઈ) | પ્રથમ સ્વરની વૃદ્ધિ થાય છે અન્ત્યસ્વરનો લોપ થાય છે. | રાવણ (રવણનો પુત્ર) |
| ઇ, ઈ | ,, | ,, | જાનકી (જનકની પુત્રી) દાશરથિ (દશરથનો પુત્ર) |
| એય | ,, | ,, | ગાંગેય (ગંગાનો પુત્ર) |
| ય | ,, | ,, | ગાર્ગ્ય (ગર્ગનો પુત્ર) |
| તા | સમૂહ બતાવનાર | કંઈ નહિ | જનતા, બન્ધુતા, ગ્રામતા |
| અ | અધ્યયન કરનાર અથવા જાણનાર સૂચવે છે. | પ્રથમ સ્વરની વૃદ્ધિ થાય છે અને છેલ્લા સ્વરનો લોપ થાય છે. | વૈયાકરણ (વ્યાકરણને જાણનાર) |
| ઇક | ,, | ,, | નૈયાયિક (ન્યાયને જાણનાર ) |

| | | | |
|---|---|---|---|
| અક | ,, | નહિ | મીમાંસક (મીમાંસા જાણનાર) |
| ય | ત્યાં થયેલું, તેને માટે યોગ્ય | ,, | દન્ત્ય (દાંતથી ઉચ્ચારેલું) સભ્ય (સભા માટે યોગ્ય), પથ્ય. |
| ઈક | ને લગતું | આદ્ય સ્વરની વૃદ્ધિ અને છેલ્લા 'અ'નો લોપ થાય છે. | સ્વાભાવિક (સ્વભાવને લગતું) સામાજિક (સમાજને લગતું) |
| ઇય | ,, | નહિ | રાષ્ટ્રિય (રાષ્ટ્રને લગતું) |
| ઈય | ,, | નહિ | રાજકીય (રાજને લગતું) |
| મય | નું બનેલું એવો અર્થ સૂચવે છે | ,, | સુખમય (સુખનું બનેલું) |
| ત્વ, તા | ભાવવાચક વિશેષણમાંથી નામ બનાવે છે. | ,, | ગુરુત્વ, ગુરુતા; લઘુત્વ, લઘુતા. |
| ય | ,, | આદ્ય સ્વરની વૃદ્ધિ અને અન્ત્ય 'અ'નો લોપ | લાલિત્ય, મૌર્ખ્ય, નૈપુણ્ય |

| | | | |
|---|---|---|---|
| અ | ,, | ,, | ગૌરવ, લાઘવ, શૈશવ. |
| તર, તમ | વધારેનો અર્થ સૂચવે છે | નહિ | લઘુતર, લઘુતમ |
| ઇયસ, ઇષ્ઠ | ,, | આદ્ય સ્વરનો ગુણ થાય છે.<br>અન્ત્ય સ્વરનો લોપ થાય છે. | શ્રેયસ, શ્રેષ્ઠ<br>ગરીયસ, ગરિષ્ઠ |
| મત્, વત્ | માલિકનો અર્થ સૂચવે છે. | નહિ | બુદ્ધિમત્ (માન્) ધીમત્ (માન્)<br>ભગવત્ (વાન્) ધર્મવાન |
| ઇન્, ગુજરાતીમાં ઈ | ,, | છેલ્લા સ્વરનો લોપ થાય છે. | પક્ષી (પાંખવાળું)<br>ધની (ધનવાળો) |
| વિન્ (વી) | ,, | નહિ | યશસ્વી (યશવાળું)<br>માયાવી (માયાવાળું) |
| આલુ | ,, | ,, | શ્રદ્ધાળુ (શ્રદ્ધાવાળો), તન્દ્રાલુ. (દયાલુમાં આલુ દયને લાગેલો તે કૃત્ પ્રત્યય) |

| | | | |
|---|---|---|---|
| કલ્પ | ઊણુપ અથવા ઓછું બતાવે છે. | ,, | દ્વીપકલ્પ (દ્વીપથી કંઇક ઓછું) |
| ×તન | ત્યારે થયેલું | નહિ | અદ્યતન, સનાતન, ચિરંતન. |
| ×ત્ય | ત્યાં રહેલું | આદ્ય સ્વરની વૃદ્ધિ થાય છે. | દાક્ષિણાત્ય–દક્ષિણા (દક્ષિણની નજીક) +ત્ય<br>પાશ્ચાત્ય–પશ્ચાત્+ત્ય (પાછળ રહેલું)<br>પૌરસ્ત્ય–પુરસ્+ત્ય (આગળ રહેલું.) |

× આ બન્ને પ્રત્યયો અવ્યયને જ લાગે છે.

**નોંધઃ—**

ઉપરના પ્રત્યયોનો કોઠો તપાસતાં જોઈ શકાશે કે કેટલાક પ્રત્યય લગાડવાથી મૂળ શબ્દમાં ફેરફાર કરવા પડે છે. વળી એક જ પ્રત્યયના જુદા જુદા અર્થ પણ થાય છે. જેમકે,

**અ.** ૧. પુત્રનો અર્થ સાધે છે. દા. ત. રાવણ
૨. જાણનારનો અર્થ સાધે છે. દા. ત. વૈયાકરણ
૩. ભાવવાચક નામ બનાવે છે. દા. ત. ગૌરવ

**ય.** ૧. પુત્રનો અર્થ બતાવે છે. દા. ત. ગાર્ગ્ય
૨. ત્યાં થયેલું એવો અર્થ બતાવે છે. દા. ત. દન્ત્ય
૩. તેને માટે યોગ્ય, દા. ત. સભ્ય
૪. ભાવવાચક નામ બનાવે છે. દા ત. લાલિત્ય.

ઈક. ૧. જાણનારનો અર્થ સૂચવે છે. દા. ત. નૈયાયિક
૨. 'ને લગતું' એવો અર્થ સૂચવે છે. દા. ત. સામાજિક

ક. ૧. ખરાબના અર્થમાં. અશ્વક (ખરાબ અશ્વ)
૨. દયામણી સ્થિતિ બતાવનાર. પુત્રક (બિચારો પુત્ર)
૩. લઘુતા બતાવનાર. વૃક્ષક (નાનું વૃક્ષ)
૪. વહાલ બતાવનાર. પુત્રક (વહાલો પુત્ર)

મત્. માલિકનો અર્થ સૂચવવા સાધારણ રીતે મત્ પ્રત્યય વપરાય છે, પણ જ્યારે શબ્દનો અન્ત્ય કે ઉપાન્ત્ય અક્ષર અ કે આ અથવા મ હોય તો મત્ નો **વત્** થઈ જાય છે. ભગવાન્ (શબ્દને છેડે 'અ' છે.) ધર્મવાન્, ધૈર્યવાન (શબ્દને છેડે 'અ' છે.)

**સર્વનામને લગતા તદ્ધિત પ્રત્યય**

ઈય—મદીય, વત્—યાવત્, ચિત્—કિંચિત્.

**દા**—સર્વદા, **ત્ર**–તત્ર, યત્ર, સર્વત્ર, અન્યત્ર. **થા**–તથા, **સર્વથા**, અન્યથા.

**ધા**—બહુધા,

## અવ્યયને લાગતા તદ્ધિત પ્રત્યય

**તન**—સનાતન ( સના–હમેશ, સનાતન એટલે હમેશનું)

**પુરા**—પુરાતન ( પુરા–પહેલાં, પુરાતન એટલે પહેલાંનું )

**ઈન**—પ્રાચીન ( પ્રાચ્–પૂર્વ, પ્રાચીન એટલે પૂર્વનું )

**ત્ય**—પાશ્ચાત્ય ( પશ્ચાત્–પાછળ, પશ્ચિમ. પાશ્ચાત્ય એટલે પશ્ચિમને લગતું )

## ૨. ગૂજરાતી તદ્ધિત પ્રત્યયો

ક. **ભાવવાચક**—આ પ્રત્યયો વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

**આઈ**—મોટાઇ, ચતુરાઇ. **આસ–શ**–મીઠાશ, રતાશ.
**પણ, પણું**—ડહાપણ, હલકાપણું. **પ**–મોટપ, ઉણપ. **મ**–નાનમ.
**ઈ**—નાદાની. **આણ**–પોલાણ, નીચાણ. **પો**–અંધાપો, બળાપો.
**વટ**—ઘરવટ

ખ. **સ્વામિત્વવાચક**—માલિકી બતાવનાર.

**મન્ત, વન્ત**–બુદ્ધિમન્ત, ભગવન્ત. **વાળું–આળુ**–બુદ્ધિવાળું, લટકાળું. ખાવાવાળો, જવાવાળો.

ગ. **નામ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યયો—**

**ઇલ, ઇલુ**–ઝેરીલું, રંગીલું, લાડીલું, છબીલું. **આળ, ઇયાળ**–શરમાળ, રમતિયાળ.

**એલો, એલું**–અલબેલો અલબેલું. **આમણો**–કોડામણો, દયામણો.

ઘ. લઘુતાવાચક—

ડો, ડી, ડું–સેજલડી (નાની શય્યા), પંખીડું (નાનું પંખી)
આ પ્રત્યય વાત્સલ્ય પણ સૂચવે છે.

ઠાકરડા (નાના ઠાકોર). તિરસ્કાર પણ સુચવે છે.

વો–છોડવો. લું–અડપલું, બેડલું.

કેટલીકવાર શબ્દોને બે બે પ્રત્યયો સાથે લાગે છે.
આંખલડી, ચુંદલડી, પાંખડલી, અલબેલડી.

ચ. આધિક્યવાચક–વધારેનો અર્થ બતાવનાર.
રો–રી–રું–મોંઘેરું, ઘણેરું, વડેરું, મોટેરા.

### ૩. ફારસીઅરબી તદ્ધિત પ્રત્યયો

ચા—લઘુતાવાચક, ગાલીચો. મંદ–અકલમંદ. ઇ–ખૂબી.

ગી—તાજગી, બંદગી. ગીન–ગમગીન. દાર–તાબેદાર.

અરબી

ઈ—મિસરી, હલવાઇ. ચી–તબલચી, મશાલચી.

અત–ભાવવાચક નામ બનાવનાર. વકીલ. વકીલત, વકીલાત.
આત– „ ખલીફ, ખિલાફત,

### : કૃત્ પ્રત્યયો :

કૃત્ પ્રત્યય પણ શબ્દની પાછળ લાગે છે.
જે પ્રત્યય ધાતુની પછી લાગે છે તેને કૃત્ પ્રત્યય કહે છે.
એ પ્રત્યયો જેને અન્તે લાગે છે તેને કૃદન્ત કહે છે.

કૃત્ પ્રત્યય પણ ત્રણ પ્રકારના છે:
૧. સંસ્કૃત ( તત્સમ )
૨. ગૂજરાતી ( તદ્દભવ )
૩. અરબીફારસી.

## ૧. સંસ્કૃત કૃત્ પ્રત્યયો

ક. **કર્તૃવાચક**—કરનારનો અર્થ બતાવનાર

**તૃ તા**—કર્તા, શ્રોતા. **અક**–પાલક, પાચક. **અન**–નન્દન, રમણ (રમનાર)

**ઇન**—ત્યાગી, સ્થાયી. **અ**–ચોર, બુધ, ચલ.

ખ. **ભાવવાચક**—ધાતુ ઉપરથી જે ભાવવાચક નામ બનાવે છે.

**તિ**—કૃતિ, નીતિ, ભક્તિ. **અન**–વાચન, ભજન, હરણ.

**અના**—વન્દના, વેદના (વિદ્ ધાતુ પરથી). **અ**–જય, પાક, યોગ.

**યા**—વિદ્યા. ક્રિયા; **આ**–પૂજા, કથા. **ન**–યત્ન, સ્વપ્ન, યજ્ઞ.

ગ. **કરણાર્થક**–જેનાથી કાર્ય થાય છે તે સૂચવનાર.

**અન**—નયન, વદન. **ત્ર**–નેત્ર, પાત્ર, અસ્ત્ર.

ઘ. **કૃદન્તો બનાવનારા**—

**માન**—વર્તમાન, વર્ધમાન (વર્તમાન કૃદન્ત)

**ત**—ગત, સ્થિત, ખ્યાત (ભૂત કૃદન્ત)

**ન**—ભિન્ન, લીન, જીર્ણ (જૄ ધાતુ પરથી) (ભૂતકૃદન્ત)

**તવ્ય**—કર્તવ્ય, (વિધ્યર્થ કૃદંત). **ય**–કાર્ય, ત્યાજ્ય, સ્તુત્ય, યોગ્ય (વિધ્યર્થ કૃદંત). **અનીય**–કરણીય, રમણીય, મરણીય (વિધ્યર્થ કૃદંત).

ચ. **શીલાર્થક**–ગુણ બતાવનાર.

**ઇષ્ણુ**—સહિષ્ણુ, **આલુ**–દયાળુ (દય + આલુ) **ઉ**–ઇચ્છુ.

## ૨. ગુજરાતી કૃત્ પ્રત્યયો

ક. **ભાવવાચક**–ક્રિયાપદમાંથી જે ભાવવાચક નામ બનાવે છે તે.

**અણી, અણ, આણું**—કરણી, દળણું, બિછાનું. **આટ**—ચળકાટ, ગભરાટ.

**આમણ**—શિખામણ. **અક**—આવક, જાવક. **આઈ**—લડાઇ, મનાઇ.

**આવટ**—બનાવટ. **ત**–રમત. **તર**–ભણતર. **આપ**–મેળાપ

**આવ**—ઢોળાવ. **વાડ**–મંદવાડ. ણક–વર્તણૂક.

**ખ. વિશેષણ બનાવનાર**

**આઉ**—વેચાઉ, શિખાઉ. **આળ**–ખર્ચાળ. **કણુ**–બોલકણું

**એલ**—રખડેલ, ફાટેલ.

### ૩. ફારસીઅરબી કૃત્ પ્રત્યયો

આ પ્રત્યયો ધાતુને છેડે નથી લાગતા પણ વચમાં લાગે છે.

| ધાતુ | પ્રત્યય | નવો શબ્દ |
|---|---|---|
| હકમ | ઇ | હાકિમ ( હુકમ કરનાર) |
| જલમ | ,, | જાલિમ (પીડા કરનાર) |
| અલમ | ઉ | માલૂમ (અહીં આગળ 'મ' પ્રત્યય પણ લાગેલો છે.) |
| અશક | ,, | માશૂક ,, |

**નોંધઃ**—

એક જ જાતના પ્રત્યયો કેટલીકવાર તદ્ધિત પણ હોય છે અને કૃત્ પણ હોય છે. તે વખતે તેને પારખવા માટે એક રીત છે. જો ધાતુને પ્રત્યય લાગેલો હોય તો તે કૃત્ કહેવાય છે, નહિ તો તદ્ધિત.

ઇન્–ધની ( પ્રત્યય નામને લાગ્યો છે. માટે તદ્ધિત )
ત્યાગી ( પ્રત્યય ત્યજ્ ધાતુને લાગ્યો છે. માટે કૃત્)

**આલુ**–શ્રદ્ધાલુ (અહીં "આલુ" તદ્ધિત છે )
દયાળુ ( ,, ,, કૃત્ છે)

વળી ધાતુને જે પ્રત્યય લાગે તેને જ કૃત્ પ્રત્યય કહેવાય; ધાતુમાંથી રૂપાન્તર પામેલા શબ્દને (પછી ભલે તે ક્રિયાપદ હોય) પ્રત્યય લાગે તો તે કૃત્ ન કહેવાય, પણ તદ્ધિત કહેવાય.

## પ્રશ્નો

૧. તદ્ધિત અને કૃત્ પ્રત્યયોમાં શો તફાવત છે ?

૨. અપત્યવાચક તદ્ધિત પ્રત્યયો કયા કયા છે? તે પ્રત્યય લગાડી એક એક દૃષ્ટાંત આપો.

૩. માલિકીનો અર્થ સૂચવનાર તદ્ધિત પ્રત્યયો બતાવો અને પ્રત્યય લગાડી શબ્દો યોજો.

૪. 'માન્' નો 'વાન્' ક્યારે થાય?

૫. કૃદંત બનાવનાર કૃત્ પ્રત્યયો કયા છે ?

૬. શબ્દને ફારસી અને અરબી પ્રત્યયો કેવી રીતે લાગે છે?

૭. નીચેનાંમાંથી તદ્ધિત અને કૃત્ પ્રત્યયો શોધો અને તેમના અર્થ કહો— કવિતા, શ્રીમાન, સાતત્ય, દૃષ્ટિ, અર્વાચીન, ભગવાન, સાંસારિક ખર્ચાળ, મીઠાશ, વાત્સલ્ય, પાડોશણ, ધડધડાટ, સનાતન, પાલક, ઉદાસીન, માસિક, વિજેતા, રમતિયાળ, શ્રોતા, શયન, નાનકડો, સહિષ્ણુક, રાષ્ટ્રીય, મુગ્ધ, સર્વત્ર, સ્વાદિષ્ઠ, રિસાળ, ઊંડાણ, હિમમય, દયાહીન, નાયકા, વહાલપ, નાવડલી, શ્યામલ, મીઠડો, કર્તવ્ય, ગાયન, હિતેચ્છુ, અંધાપો, દાક્ષિણાત્ય.

# પ્રકરણ ૧૧ મું

## કૃદંત

ધાતુમાંથી ઉત્પન્ન થયેલાં પણ ક્રિયાપદની પેઠે ક્રિયાદ્વારા વાક્યનો પૂર્ણ અર્થ જે દર્શાવતાં નથી એવાં ક્રિયાવાચક પદોને કૃદંત કહે છે.

'તે લખતાં લખતાં'

એમાં લખતાં કૃદંત છે. પણ વાક્ય અધૂરું લાગે છે.

દોડતો માણસ

એમાં દોડતો કૃદંત છે પણ વાક્ય અપૂર્ણ છે.

કૃદંત એટલે કૃત્ પ્રત્યય જેને છેડે હોય તેવું પદ. તમે જાણો છો કે કૃત્ પ્રત્યય ધાતુને જ લાગે છે એટલે કૃદંત ધાતુનું રૂપ હોવું જ જોઇએ. એ ક્રિયાપદ જેવું લાગે છે પણ ક્રિયાપદ નથી, કારણ કે એ પૂર્ણ ક્રિયા દર્શાવતું નથી.

## પ્રકાર

કૃદંતના મૂળ બે પ્રકાર પાડી શકાયઃ—

૧. કાળપ્રધાન—કાળ પ્રમાણે થતાં કૃદંત
૨. અર્થપ્રધાન—અર્થ પ્રમાણે થતાં કૃદંત

કાળ પ્રમાણે થતાં-વર્તમાન કૃદંત, ભૂત કૃદંત અને ભવિષ્ય કૃદંત અને અવ્યયરૂપ કે સંબન્ધક ભૂત કૃદંત. તેના પાછા પેટાવિભાગ પાડી શકાય.

અર્થ પ્રમાણે થતાં-સામાન્યકૃદંત, હેત્વર્થક સામાન્યકૃદંત.




## બીજી રીતે પ્રકારઃ

કર્તા અને કર્મની દૃષ્ટિએ કૃદંતના કર્તરિ અને કર્મણિ એવા વિભાગ પાડી શકાય. (તે માટે પાછળ જુઓ.)

## કૃદંતો

| પ્રકાર | ધાતુ | પ્રત્યય | દૃષ્ટાંત | સમજૂતી |
|---|---|---|---|---|
| ૧ વર્તમાનકૃદંત | ભસ<br>રડ | તો, તી, તું | **ભસતા** કૂતરા ભાગ્યે જ કરડે.<br>**રડતાં** છોકરાં કોને ગમે ? | આ કૃદંત ચાલુ કાળ બતાવે છે. ભસવા-ની અને રડવાની ક્રિયા ચાલુ હોય એવો ધ્વનિ છે. આ કૃદંત વિશેષણ અને નામ તરીકે વપરાય છે. |
| ૨ ભૂતકૃદંત (પહેલો) | માગ<br>બોલ | યો, યી, યું | **માગ્યા** મેહ વરસે તમ દેશ.<br>**બોલ્યું** પાળે તે ખરો. | માગવાની અને બોલવાની ક્રિયાઓ થઈ ગઈ છે. માટે ભૂતકૃદંત. આ કૃદંત નામ અને વિશેષણ તરીકે વપરાય છે. |
| ભૂતકૃદંત (બીજો) | લખ<br>પાળ | એલો, એલી, એલું | **લખેલા** લેખ ટળે નહિ.<br>**પાળેલા** કૂતરા વફાદાર હોય છે. | પહેલા ભૂતકૃદંત કરતાં બીજા ભૂત કૃદંત-ની ક્રિયા વહેલી બની ગઇ હોય છે. આ કૃદંત વિશેષણ તરીકે વપરાય છે. |
| અવ્યયરૂપ અથવા સંબન્ધક ભૂતકૃદંત | લખ<br>જો | ઈ, ઈને | કાગળ **લખી લખીને** થાકયો.<br>મિત્રનું દુઃખ **જોઈ** તે રડ્યો. | કૃદંતની ક્રિયા 'થાકયો' અને 'રડ્યો' ની ક્રિયાથી પહેલાં બની ગઇ છે. તે ક્રિયાપદ સાથે જાય છે અને અવ્યય તરીકે વપરાય છે, માટે તેને અવ્યય કે સંબન્ધક ભૂતકૃદંત કહે છે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ ભવિષ્યકૃદંત | લખ | વાનો, વાની વાનું | મને કંઈક લખવાનું આપો. | આમાં કૃદંતની ક્રિયા ભવિષ્યમાં થવાની છે એવું સૂચન છે. આ કૃદંત પણ વિશેષણ અને નામ તરીકે વપરાય છે. |
| | બોલ | નારો, નારી, નારું | એ સભામાં એક સ્ત્રી બોલનારી હતી. | |
| | રાખ | નાર | રાખનાર રામ તો મારનાર કોણ? | |
| ૪ સામાન્યકૃદંત | બોલ, કર | વો, વી, વું | બોલવું સહેલું છે, કરવું અઘરું છે. | આ કૃદંતનાં રૂપ ત્રણે કાળમાં સરખાં છે. તે નામ તરીકે જ વપરાય છે. |
| | ફર | | દરરોજ સવારમાં ફરવાની ટેવ સારી છે. | ફરવાનીમાં 'ફરવું' સામાન્ય કૃદંત છે અને તેને છઠ્ઠી વિભક્તિનો 'ની' પ્રત્યય લાગ્યો છે. |
| ૫ હેત્વર્થક સામાન્યકૃદંત | વાંચ જો | વા, વાને | તમે વાંચવા આવજો. તેઓ પ્રદર્શન જોવાને ગયા. | હેતુ એટલે માટે. અને માટે ચોથી વિભક્તિનો અર્થ સૂચવે છે. દેખીતી રીતે સામાન્ય કૃદંતને ચોથી વિભક્તિનો પ્રત્યય લગાડવાથી આ કૃદંત બને છે. પણ તેને સામાન્ય કૃદંતથી જુદું એટલા માટે ગણવામાં આવ્યું છે કે પ્રત્યય વગર પણ આ કૃદંત (અવ્યય તરીકે) વપરાય છે. |

## વિશેષ સમજૂતી

ઉપરના કોઠામાં જો કૃદંતોના પ્રત્યયો જોઈશું તો બધા કૃદંતના પ્રત્યય જુદા જુદા છે એટલે તેમને પારખવા મુશ્કેલ ન પડે. છતાં કેટલીકવાર વાકયમાં એવાં કૃદંતો વપરાય છે ત્યારે તેને પારખવાં મુશ્કેલ પડે છે. ખાસ કરીને ભવિષ્ય કૃદંત, સામાન્ય કૃદંત અને હેત્વર્થક સામાન્ય કૃદંતમાં એ મુશ્કેલી ઉત્પન્ન થાય છે.

## સામાન્ય અને હેત્વર્થકસામાન્ય કૃદંત

દા. ત. ગણવા.

આ કૃદંત સામાન્ય કૃદંત પણ છે અને હેત્વર્થક સામાન્ય કૃદંત પણ છે. તે વાકયમાં જે રીતે વપરાય તે ઉપરથી તેનો પ્રકાર નક્કી થઈ શકે.

| | |
|---|---|
| રૂપિયા **ગણવા** સહેલા છે,<br>કમાવા અઘરા છે.<br>ચોપડી **ગણવી** સહેલી છે. | ( અહીં 'ગણવા' અને 'ગણવી' નામ તરીકે વપરાયાં છે. માટે તે સામાન્ય કૃદંત છે. ) |
| તે દાખલા ગણ**વા** આવ્યો.<br>તે ચોપડી ગણવા આવ્યો. | ( અહીં 'ગણવા' એટલે ગણવાને માટે. અને તે અવ્યય તરીકે વપરાયું છે. માટે તે હેત્વર્થક સામાન્ય કૃદંત છે. ) |

જ્યાં એક જ રૂપવાળું કૃદંત સામાન્ય કૃદંત પણ દેખાય અને હેત્વર્થક સામાન્યકૃદંત પણ દેખાય ત્યાં જો તે નામ તરીકે વપરાયું હોય તો સામાન્ય કૃદંત હોય છે, અને જો તે અવ્યય તરીકે વપરાયું હોય તો તે હેત્વર્થક સામાન્ય કૃદંત હોય છે.

## ભવિષ્ય અને સામાન્ય કૃદંત

પણ ભવિષ્ય કૃદંત અને સામાન્ય કૃદંતનો તફાવત પારખવો જરા વધારે મુશ્કેલ છે.

દા. ત. રમવાનો

આ ભવિષ્ય કૃદંત પણ લાગે છે, અને સામાન્ય કૃદંત પણ લાગે છે. હવે તેનાં વાકયો બનાવીએ.

આજે મહેશ ક્રિકેટ **રમવાનો** છે. (ભવિષ્યકૃદંત–વિશેષણ તરીકે)

**રમવાનો** શોખ મનુષ્યમાં જરૂરી છે. (સામાન્યકૃદંત–નામ તરીકે)

મારે એક પુસ્તક **લખવાનું** છે. (ભવિષ્યકૃદંત–વિશેષણ તરીકે)

પુસ્તક **લખવાનું** કાર્ય સહેલું નથી. (સામાન્યકૃદંત–નામ તરીકે)

ઘણે ભાગે ભવિષ્ય કૃદંત વિશેષણ તરીકે વપરાય છે, જ્યારે સામાન્ય કૃદંત નામ તરીકે જ વપરાય છે. વળી ભવિષ્ય કૃદંત ભવિષ્યની ક્રિયા સૂચવે છે, જ્યારે સામાન્ય કૃદંત કોઇ પણ અમુક કાળ સૂચવતું નથી.

**અવ્યયરૂપ ભૂતકૃદંત કે સંબંધક ભૂતકૃદંત**

આ કૃદંત પૂર્વકાલવાચક છે. વાકયમાં ક્રિયાપદની ક્રિયા થતાં પહેલાં કૃદંતની ક્રિયા થઇ છે એવો એનો અર્થ છે. માટે કૃદંતનો કર્તા અને ક્રિયાપદનો કર્તા એક જ હોવા જોઇએ.

હું અમદાવાદ થઇને મુંબઇ ગયો. ( અહીં 'થઇને' નો કર્તા અને 'ગયો' નો કર્તા 'હું' જ છે.)

તે સારો માણસ હોઇ, હું તેના પાસે મદદ માગવા ગયો.

( આ પ્રયોગ હવે અંગ્રેજીના અનુકરણને લીધે વપરાતો થયો છે.)

**પ્રયોજક ધાતુનાં કૃદંત**

જેમ મૂળ ધાતુનાં જુદાં જુદાં કૃદંત થાય છે, તેમ પ્રયોજક ધાતુનાં પણ જુદાં જુદાં કૃદંત થાય છે. 'લખ' મૂળ ધાતુનું પ્રયોજક રૂપ 'લખાવ' થાય. તેનાં કૃદંતનાં રૂપ નીચે પ્રમાણે છે :

લખાવતો–તી–તું ( વર્તમાન ), લખાવ્યો–વ્યું–વી (પ્રથમ ભૂત ) લખાવેલો–લું–લી ( દ્વિતીય ભૂત ), લખાવી–વીને ( અવ્યયરૂપ ભૂત) લખાવવાનો–ની–નું, લખાવનારો–રું–રી–ર (ભવિષ્ય), લખાવવો–વી–વું

(સામાન્ય), લખાવવા-વાને (હેત્વર્થક સામાન્ય). તેજ પ્રમાણે લખાતો-તી-તું અને લખાવાતો-તી-તું પણ થઈ શકે.

## કૃદંતનો ઉપયોગ

કૃદંતનો ઉપયોગ ત્રણ રીતે થાય છે:—

૧. અમુકનો નામ તરીકે
૨. અમુકનો વિશેષણ તરીકે
૩. અમુકનો અવ્યય તરીકે

## ૧. નામ તરીકે

વર્તમાન, ભૂત, ભવિષ્ય અને સામાન્ય કૃદંત નામ તરીકે વપરાય છે. તેમાંથી સામાન્ય કૃદંત માત્ર નામ તરીકે વપરાય છે.

બધાંને લખતાં વાંચતાં શીખવો. (વર્તમાન-નામ તરીકે)
તેને અંગ્રેજી **વાંચતાં** આવડતું નથી. (વર્તમાન-નામ તરીકે)
તેનાથી આજે **ચલાતું** નથી. ( ,, ,, )
તમારું કહ્યું કોઈએ ન સાંભળ્યું. (પ્રથમભૂત-,, )
હાથનાં **કર્યાં** હૈયે વાગ્યાં. ( ,, ,, )
**બોલ્યું ચાલ્યું** માફ કરજો ( ,, ,, )
નસીબમાં **લખેલું** મિથ્યા ન થાય. (દ્વિતીયભૂત-નામ તરીકે)
તમારું કહેલું મારા ધ્યાનમાં છે. ( ,, ,, )
આથી વિશેષ મારે કશું કહેવાનું નથી. (ભવિષ્ય-નામ તરીકે)
**બોલનારા** ગમે તેમ બોલે, તેની પરવા ન કરો. (ભવિષ્ય-,, )
દુનિયામાં હસવું પણ છે અને રડવું પણ છે. (સામાન્ય-,, )
**હસવાનું** ખસવું થયું. (સામાન્ય-,, )

ઉપરનાં દૃષ્ટાંતો ઉપરથી જોઇ શકાશે કે નામ તરીકે વપરાયેલાં કૃદંતો બધાં નાન્યતર:જાતિમાં છે. વર્તમાન કૃદંતમાં 'તાં' કે 'તુ" પ્રત્યયવાળાં જ નામ તરીકે વપરાય છે.

### ૨. વિશેષણ તરીકે

**ચાલતી** ગાડીમાંથી એ ઊતર્યો (વર્તમાત કૃદંત–વિશેષણ તરીકે)
**ડોલતું** વહાણ આખરે ડૂબ્યું ( ,, ,, ,, )
**નાસતો** ચોર પકડાયો ( ,, ,, ,, )
**લખ્યા** લેખ ટળે નહિ. (પ્રથમભૂત–વિશેષણ તરીકે )
**સંઘરેલો** સાપ પણ સારો. (દ્વિતીય ,, ,, )
**રાખનાર** રામ તો મારનાર કોણ? (ભવિષ્યકૃદંત–,, )
સ્ત્રીઓ કાલે સરઘસ **કાઢવાની** છે. ( ,, ,, )

વર્તમાન, ભૂત અને ભવિષ્યકૃદંત મુખ્યત્વે વિશેષણ તરીકે વપરાય છે.

### ૩. અવ્યય તરીકે

અવ્યયરૂપ ભૂતકૃદંત અવ્યય તરીકે વપરાય છે. કોઈવાર વર્તમાન કૃદંત પણ અવ્યય તરીકે વપરાય છે.

તે **લખી લખીને** થાકયો. (અવ્યયરૂપ ભૂતકૃદંત–અવ્યય તરીકે)
તે **દોડતાં દોડતાં** પડયો. ( વર્તમાન કૃદંત– ,, )
તે **રમવા** ગયો. ( હેત્વર્થક સામાન્યકૃદંત– ,, )

### સંયુક્ત ક્રિયાપદનું કૃદંત

**સંયુક્ત ક્રિયાપદમાંથી** બનતા કૃદંતમાં પાછળના ક્રિયાપદને જ કૃદંતના પ્રત્યય લાગે છે.

ખાઇ જતો, શોધી કાઢેલું, લખી લેનાર, વગેરે.

### કર્તરિ કૃદંત અને કર્મણિ કૃદંત

જેમ ક્રિયાપદના કર્તરિ અને કર્મણિ પ્રયોગ હોય છે, તેમ કૃદંતના કર્તરિ અને કર્મણિ એવા પ્રકાર હોય છે. કર્તાના જાતિવચન પ્રમાણે જે કૃદંતમાં ફેરફાર થાય તે કૃદંતને કર્તરિ કૃદંત કહે છે.

કર્મના જાતિવચન પ્રમાણે જે કૃદંતમાં ફેરફાર થાય છે તેને કર્મણિ કૃદંત કહે છે.

કૃદંતને પણ કર્તા અને કર્મ હોય છે.

**ભસતો** કૂતરો કરડે નહિ. ('કૂતરો' એ 'કરડે નહિ' ક્રિયાપદનો કર્તા છે તેમ 'ભસતા' કૃદંતનો પણ કર્તા છે, કારણ ભસવાની ક્રિયા પણ કૂતરો કરે છે)

**પાળેલો** કૂતરો વફાદાર હોય છે. ('કૂતરો' એ 'હોય છે' ક્રિયાપદનો કર્તા છે. પણ તે 'પાળેલો' નો કર્તા નથી. 'પાળેલો'નો કર્તા ' મનુષ્યે ' અધ્યાહૃત છે. એટલે કૂતરો તેનું કર્મ છે.)

હવે કર્તાનાં જાતિવચન પ્રમાણે જેનાં જાતિ વચન ફરે તેને કર્તરિકૃદંત અને કર્મનાં જાતિવચન પ્રમાણે જેનાં જાતિવચન ફરે તેને કર્મણિકૃદંત કહે છે.

સામાન્ય રીતે વર્તમાન, ભવિષ્ય, હેત્વર્થક સામાન્ય અને અવ્યય-રૂપ ભૂતકૃદંતો કર્તરિ કૃદંત જ હોય છે. જ્યારે ભૂતકૃદંતમાં અને સામાન્ય કૃદંતમાં કર્તરિ અને કર્મણિ બન્ને કૃદંત હોય છે.

ઉપરના વાક્યોમાં ભૂતકૃદંતના જ દાખલા આપેલા છે.

વળી મૂળ ક્રિયાપદને 'આ' પ્રત્યય લગાડીને તેનાં કૃદંતો બનાવવામાં આવે તો તે કર્મણિ કૃદંતો થાય છે. બોલ-**બોલા**, લખ-લખા, વાંચ-વંચા, વગેરે. બોલતો-તી-તું, લખાતો-તી-તું, વંચાતો-તી-તું, વગેરે.

વળી તે જ પ્રમાણે ક્રિયાપદના સાધિત-પ્રયોજક-રૂપને 'આ' પ્રત્યય લગાડતાં તેનાં કૃદંતનાં જે રૂપ થાય તે કર્મણિકૃદંત થાય.

'લખ'નું પ્રયોજક રૂપ લખાવ થાય. તેને 'આ' પ્રત્યય લગાડીએ એટલે 'લખવા' થાય. તેના ઉપરથી લખાવાતો-તી-તું, લખાવાયો-યી-યું, અનુક્રમે વર્તમાન અને ભૂતકૃદંત થાય. તે કર્મણિ કૃદંતો છે.

**ગાજ્યા** મેઘ વરસે નહિ. (ભૂતકૃદંત-કર્તરિ)

**સેવેલાં** સ્વપ્ન ફળ્યાં નહિ. (ભૂતકૃદંત-કર્મણિ. કોણે સેવેલાં? 'મે'', 'તેણે', 'મનુષ્યે' વગેરે જવાબ મળે છે.)

**દોડતો** માણસ પડયો. (વર્તમાનકૃદંત-કર્તરિ)

વાડી સાફ **કરનારો** આવ્યો (ભવિષ્યકૃદંત-કર્તરિ)

મારાથી આ ચોપડી **લખનાર** નથી. (ભવિષ્યકૃદંત-કર્મણિ કોનાથી? 'મારાથી')

નામ તરીકે વપરાતાં કૃદન્તો સાધારણ રીતે કર્તરિ કૃદન્તો છે.

## પ્રશ્નો

૧. કૃદંતના પ્રકાર કહો અને દરેકનું એક એક દૃષ્ટાંત આપો.

૨. કર્તરિ કૃદંત એટલે શું? કર્મણિકૃદંત એટલે શું? એ બન્નેનાં દષ્ટાંત આપો.

૩. સામાન્ય કૃદંત અને હેત્વર્થક સામાન્ય કૃદંતમાં શો તફાવત છે?

૪. કૃદંતનો ઉપયોગ શી શી રીતે થાય છે?

૫. નીચેનાં વાકયોમાંથી કૃદંત શોધી કાઢો, તેના પ્રકાર કહો, અને તે કેવી રીતે વપરાયાં છે તે જણાવો:—

   ૧. કહ્યાં કામ કરશે નહિ.
   ૨. તેને આવ્યે આજ એક માસ પૂરો થયો.
   ૩. બોલ્યા કરતાં કરવું સારું.
   ૪. બોલવાનું સઘળું બોલાઈ ગયું છે, મારે હવે કાંઇ કહેવાનું રહેતું નથી.

૫. મુસાફરીમાં કેટલા છોકરાઓ આવનાર છે ?
૬. તમને તરતાં આવડે છે? ન આવડતું હોય તો શીખી લેજો.
૭. સરોવરકિનારે ફરીને દોડતા દોડતા પાછા આવતા ત્રણ છોકરાઓ અમે જોયા.
૮. રાંધેલું ધાન બગડી જાય છે.
૯. પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
૧૦. ઊંઘતો બોલે, પણ જાગતો બોલે નહિ.
૧૧. ચોરનો મારી મારીને દમ કાઢી નાખ્યો.
૧૨. ન કરવાનું કરનાર કોઇ દિવસ શાન્તિ પામતો નથી.
૧૩. દિલ્હી આગ્રા જઇ અમે પાછા ફર્યા.
૧૪. મેં તેને ચોપડી ઉપાડી જતો જોયો.
૧૫. દિનેશ તેનો સાર લખી લેનાર હતો.
૧૬. તેણે દ્વારપાળને બારણું ઉઘાડતો જોયો.
૧૭. સુતેલા મનુષ્યને જગાડવો નહિ.
૧૮. તમને રમવું ફાવે તો રમો.
૧૯. તેની ગાડી મને તેડવા આવશે.
૨૦. તે અનાથ બાળકની સંભાળ રાખનાર કોઈ ન હતું-

# પ્રકરણ ૧૨ મું

## સંધિ

બે પદોના અથવા બે અક્ષરોના જોડાણને સંધિ કહે છે, આવી સંધિ થતાં પદોમાં તેમજ અક્ષરોમાં અમુક ફેરફાર થાય છે. સંસ્કૃતમાં સંધિ ત્રણ પ્રકારની છે :

૧. **સ્વરસંધિ**: જેમાં સ્વર સાથે સ્વર જોડાય છે.

૨. **વ્યંજનસંધિ**: अ. જેમાં વ્યંજન સાથે સ્વર જોડાય છે.
ब. જેમાં વ્યંજન સાથે વ્યંજન જોડાય છે.

૩. **વિસર્ગસંધિઃ** अ. જેમાં વિસર્ગ સાથે સ્વર જોડાય છે.
ब. જેમાં વિસર્ગ સાથે વ્યંજન જોડાય છે.

### ગૂજરાતીમાં સંધિ

સંસ્કૃતના સંધિના પ્રકારો તથા નિયમો ગૂજરાતી ભાષામાં પણ માન્ય છે.

સંસ્કૃતમાં તો બે સ્વરો સાથે આવે એટલે તેની સંધિ થવી જ જોઇએ. પણ ગૂજરાતી તદ્ભવ શબ્દોમાં તેવું નથી.

દા. ત. નદીઓ, માળાઓ, રાજાઓ, વરુઓ વગેરે.

વળી ગૂજરાતી તદ્ભવ શબ્દોને છેડે માત્ર વ્યંજન હોતા જ નથી એટલે તદ્ભવ શબ્દોની વ્યંજન સંધિ હોય જ નહિ. તે જ પ્રમાણે તદ્ભવ શબ્દોમાં વિસર્ગ પણ હોતા નથી માટે તેની વિસર્ગ સંધિ પણ હોતી નથી.

માટે હવે પછી આવનારા સંધિના નિયમો ગૂજરાતી ભાષાના તત્સમ શબ્દો પૂરતા જ છે. એવા તત્સમ શબ્દોની સંખ્યા ગૂજરાતીમાં નાની સૂની નથી.

## ૧. સ્વરસંધિ

૧. બે સવર્ણ (એક જ પ્રકારના) સ્વર, હ્રસ્વ કે દીર્ઘ, સાથે આવે તો તે બન્ને સ્વરોને બદલે તેમનું દીર્ઘરૂપ મુકાય છે.

| | |
|---|---|
| અ કે આ + અ કે આ = આ | સૂર્ય + અસ્ત = સૂર્યાસ્ત |
| | પુસ્તક + આલય = પુસ્તકાલય |
| | ભાષા + અન્તર = ભાષાન્તર |
| | વિદ્યા + આનંદ = વિદ્યાનંદ |
| ઇ કે ઈ + ઇ કે ઈ = ઈ | હરિ + ઇચ્છા = હરીચ્છા |
| | પરિ + ઈક્ષા = પરીક્ષા |
| | પૃથ્વી + ઈશ = પૃથ્વીશ |
| ઉ કે ઊ + ઉ કે ઊ = ઊ | ભાનુ + ઉદય = ભાનૂદય |
| | સિંધુ + ઊર્મિ = સિંધૂર્મિ |

૨. અ કે આ પછી ઇ, ઉ, ઋ (હ્રસ્વ કે દીર્ઘ) આવે તો બે સ્વરોને બદલે પાછલા સ્વરનો ગુણ મુકાય છે. એટલે એ, ઓ કે અર્ થાય છે.

| | |
|---|---|
| અ કે આ + ઇ કે ઈ = એ | ઈશ્વર + ઇચ્છા = ઈશ્વરેચ્છા |
| | મહા + ઈશ = મહેશ |
| અ કે આ + ઉ કે ઊ = ઓ | સૂર્ય + ઉદય = સૂર્યોદય |
| | ગંગા + ઊર્મિ = ગંગોર્મિ |
| અ કે આ + ઋ = અર્ | સપ્ત + ઋષિ = સપ્તર્ષિ |
| | મહા + ઋષિ = મહર્ષિ |
| | રાજ + ઋષિ = રાજર્ષિ |
| | ગ્રીષ્મ + ઋતુ = ગ્રીષ્મર્તુ |

અપવાદ

પ્ર + ઊઢ = પ્રૌઢ

સ્વ + ઈરી = સ્વૈરી

૩. અ. અ કે આ પછી એ કે ઐ આવે તો બંને સ્વરને બદલે ઐ થાય છે.

અ કે આ + એ કે ઐ = ઐ    એક + એક = એકૈક

મહા + ઐશ્વર્ય = મહૈશ્વર્ય

પરમ + ઐશ્વર્ય = પરમૈશ્વર્ય

બ. અ કે આ પછી ઓ કે ઔ આવે તો બન્ને સ્વરને બદલે ઔ મુકાય છે.

અ કે આ + ઓ કે ઔ = ઔ  વન + ઓષધિ = વનૌષધિ

મહા + ઓષધિ = મહૌષધિ

ગુણ + ઔદાર્ય = ગુણૌદાર્ય

અપવાદ

જો પાછળનો શબ્દ ઓષ્ઠ હોય તો ત્યાં વિકલ્પે ઔ ને બદલે ઓ થાય છે.

બિંબ + ઓષ્ઠ = બિંબોષ્ઠ અથવા બિંબૌષ્ઠ

દંત + ઓષ્ઠ = દંતોષ્ઠ અથવા દંતૌષ્ઠ

૪. ઇ, ઉ કે ઋ (હ્રસ્વ કે દીર્ઘ) ની પાછળ કોઈ પણ અસવર્ણ સ્વર (તે સ્વરથી જુદી જાતનો) આવે તો તેના અનુક્રમે ય્, વ્ ને ર્ થાય છે.

ઇ કે ઈ + અસવર્ણસ્વર = ય્    ઇતિ + આદિ = ઇત્યાદિ

પ્રતિ + ઉપકાર + પ્રત્યુપકાર

પ્રતિ + એક = પ્રત્યેક

કોટિ + અવધિ = કોટ્યવધિ

નિ + ઊન = ન્યૂન

ઉ કે ઊ + અસવર્ણસ્વર = વ્ — મનુ + અન્તર = મન્વન્તર
અનુ + એષણ = અન્વેષણ
સુ + અચ્છ = સ્વચ્છ

ઋ + અસવર્ણસ્વર = ર્ — પિતૃ + અર્થ + ક = પિત્રર્થક
માતૃ + અર્થ + ક = માત્રર્થક

૫. એ, ઐ, ઓ કે ઔ પછી કોઇ પણ અસવર્ણ સ્વર આવે તો તેનો અનુક્રમે અય્, આય્, અવ્, કે આવ્ થાય છે.

| | | | |
|---|---|---|---|
| એ + અસવર્ણસ્વર | = અય્ + અસવર્ણસ્વર | | ને + અન = નયન |
| ઐ + ,, | = આય્ + ,, | | ગૈ + અન = ગાયન |
| ઓ + ,, | = અવ્ + ,, | | ભો + અન = ભવન |
| ઔ + ,, | = આવ્ + ,, | | નૌ + ઇક = નાવિક |

## ૨. વ્યંજન સંધિ

### अ. વ્યંજનની સ્વર સાથે

૧. કોઈ પણ અઘોષ વ્યંજન પછી કોઇ પણ સ્વર આવે તો તે વ્યંજનને ઠેકાણે તેના વર્ગનું બીજું વ્યંજન આવે છે:

સત્ + આચાર = સદ્ + આચાર = સદાચાર
દિશ્ + અંબર = દિક્ + અંબર = દિગ્ + અંબર = દિગંબર
કૃત્ + અન્ત = કૃદ્ + અન્ત = કૃદન્ત

### ब. વ્યંજનની વ્યંજન સાથે

૨. આગલા શબ્દને છેડે મ્ હોય અને તેની પછી વ્યંજન આવે તો તે મ્ નો અનુસ્વાર થાય છે અથવા તેની પછી આવતા વ્યંજનના વર્ગનો અનુનાસિક થાય છે.

સમ્ + કટ = સંકટ અથવા સઙ્કટ
સમ્ + જય = સંજય અથવા સઞ્જય

સમ્ + તાન = સંતાન અથવા સન્તાન

સમ્ + મુખ = સંમુખ અથવા સમ્મુખ

ગૂજરાતી ભાષામાં અનુસ્વાર જ વધારે વપરાય છે. અનુનાસિક તો જવલ્લે જ વપરાય છે.

૩. આગલા શબ્દને છેડે મ્ હોય અને તેની પછીનું વ્યંજન વર્ગીય વ્યંજન સિવાયનું હોય (એટલે ય, ર, લ, વ, શ, સ, ષ હોય) તો મ્ નો અનુસ્વાર થાય છે:

સમ્ + યમ + સંયમ  સમ્ + વાદ = સંવાદ

સમ્ + રક્ષણ = સંરક્ષણ  સમ્ + સ્કાર = સંસ્કાર

સમ્ + લગ્ન = સંલગ્ન  સમ્ + હાર = સંહાર

૪. અનુનાસિક સિવાયના કોઇ પણ સ્પર્શ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો તે સ્પર્શ વ્યંજનને સ્થાને તે જ વર્ગનું પહેલું વ્યંજન આવે છે.

ઉદ્ + પાત = ઉત્ + પાત = ઉત્પાત

શરદ્ + કાળ = શરત્ + કાળ = શરત્કાળ

૩. વર્ગીય વ્યંજનના પહેલા વ્યંજન પછી ઘોષ વ્યંજન આવે તો પહેલા વ્યંજનને સ્થાને તે જ વર્ગનું ત્રીજું વ્યંજન થાય છે.

વાક્ + દાન = વાગ્ + દાન = વાગ્દાન

ષટ્ + રિપુ = ષડ્ + રિપુ = ષડ્રિપુ

સત્ + બુદ્ધિ = સદ્ + બુદ્ધિ = સદ્બુદ્ધિ

જગત્ + ગુરુ = જગદ્ + ગુરુ = જગદ્ગુરુ

૪. પહેલા પદને છેડે ચ્, જ્, શ્ હોય તો તેનો ક્ થાય છે અને છેડે ષ્ હોય તો તેનો ટ્ થાય છે.

વાચ્ + પતિ = વાક્ + પતિ = વાક્પતિ

વાચ્ + દાન = વાક્ + દાન = વાગ્ + દાન (નિયમ ૩ પ્રમાણે) = વાગ્દાન

સ્રજ્ + ધરા = સ્રક્ + ધરા = સ્રગ્ + ધરા = સ્રગ્ધરા
દિશ્ + પાલ = દિક્ + પાલ = દિક્પાલ.
ષષ્ + રિપુ = ષટ્ + રિપુ = ષડ્ + રિપુ = ષડ્રિપુ
ષષ્ + પદ = ષટ્ + પદ = ષટ્પદ
ષષ્ + અંગ = ષટ્ + અંગ = ષડ્ + અંગ = ષડંગ

૬. કોઇ પણ સ્પર્શ વ્યંજન પછી અનુનાસિક આવે તો તે વ્યંજનને સ્થાને તે વર્ગનું અનુનાસિક વ્યંજન વિકલ્પે થાય છે.

જગત્ + નાયક = જગદ્ + નાયક
= જગન્ + નાયક
= જગન્નાયક

દિશ્ + મૂઢ = દિક્ + મૂઢ = દિગ્મૂઢ અથવા દિઙ્મૂઢ
વિદ્વદ્ + માન્ય = વિદ્વન્માન્ય અથવા વિદ્વન્માન્ય
નીચેનામાં ગૂજરાતીમાં એક જ રૂપ થાય છે.

વાચ્ + મય = વાક્ + મય = વાઙ્મય
તત્ + મય = તન્ + મય = તન્મય

૭. अ. સ્ પછી શ્ આવે અગર ચ્ વર્ગનું વ્યંજન આવે તો સ્ નો શ્ થાય છે:

નિસ્ + ચય = નિશ્ + ચય = નિશ્ચય
નિસ્ + શ્વાસ = નિશ્ + શ્વાસ = નિશ્વાસ
શિરસ્ + છત્ર = શિરશ્ + છત્ર = શિરશ્છત્ર
શનૈસ્ + ચર = શનૈશ્ + ચર = શનૈશ્ચર

ब. ત્ વર્ગ પછી શ્ કે ચ્ વર્ગનું વ્યંજન આવે તો ત્ વર્ગના વ્યંજનને બદલે ચ્ વર્ગનું પાછળના વ્યજનને મળતું વ્યંજન થઇ જાય. (એટલે કે ચ્ વર્ગનું જેટલામું વ્યંજન હોય તેટલામું ત્ વર્ગનું વ્યંજન આવે).

ભગવત્ + ચરણ = ભગવચ્ + ચરણ = ભગવચ્ચરણ

સત્ + જન = સજ્ + જન = સજ્જન

ઉદ્ + ચાલન = ઉત્ + ચાલન = ઉચ્ + ચાલન = ઉચ્ચાલન

૮. અનુનાસિક સિવાયના કોઈ પણ સ્પર્શ વ્યંજન પછી શ્ આવ્યો હોય તો શ્ નો છ્ થાય છે.

ઉદ્ + શ્વાસ = ઉત્ + શ્વાસ (નિયમ ૪ પ્રમાણે)
= ઉચ્ + શ્વાસ (નિયમ ૭ ૪ પ્રમાણે)
= ઉચ્ + છ્વાસ (નિયમ ૮ પ્રમાણે)
= ઉચ્છ્વાસ

સત્ + શીલ = સચ્ + શીલ
= સચ્ + છીલ
= સચ્છીલ

અપ્ + શેર = અત્ + શેર = અચ્ + શેર = અચ્ + છેર
= અચ્છેર.

ઉદ્ + શૃંખલ = ઉત્ + શૃંખલ = ઉચ્ + શૃંખલ = ઉચ્
+ છૃંખલ = ઉચ્છૃંખલ

૯. અનુનાસિક સિવાયના કોઈપણ સ્પર્શ વ્યંજન પછી હ્ આવે તો હ્ ને બદલે તેની પહેલાં જે વ્યંજન હોય તેના વર્ગનો ચોથો થાય છે. (ધારો કે હ્ ની પહેલાં દ્ આવ્યો હોય તો હ્ નો ધ્ થાય.)

તદ્ + હિત = તદ્ + ધિત = તદ્ધિત

ઉદ્ + હાર = ઉદ્ + ધાર = ઉદ્ધાર

૧૦. ત વર્ગના કોઈપણ વ્યંજન પછી લ્ આવે તો તે વ્યંજનનો લ્ થઈ જાય છે.

તદ્ + લીન = તલ્ + લીન = તલ્લીન

ભગવત્ + લીલા = ભગવલ્ + લીલા = ભગવલ્લીલા

ઉદ્ + લાસ = ઉલ્ + લાસ = ઉલ્લાસ
ઉદ્ + લંઘન = ઉલ્ + લંઘન = ઉલ્લંઘન
ઉદ્ + લેખ = ઉલ્ + લેખ = ઉલ્લેખ

૧૧. છ્ ની પહેલાં હ્રસ્વ સ્વર હોય તો છ્નો ચ્છ થાય છે.
પ્રતિ + છાયા = પ્રતિચ્છાયા

૧૨. સ્ ની પહેલાં અ કે આ સિવાયનો કોઈપણ સ્વર આવે તો સ્ નો ષ્ થાય છે.
નિ + સેધ = નિ + ષેધ = નિષેધ
અભિ + સેક = અભિષેક
વિ + સમ = વિ + ષમ = વિષમ
પ્રતિ + સેધ = પ્રતિષેધ
અપવાદ: વિસર્ગ, વિસ્મરણ, વિસ્તીર્ણ, અનુસાર, અનુસરણ વગેરે.

૧૩. સ્ કે ત્ વર્ગના વ્યંજન સાથે ષ્ કે ટ્ વર્ગનું વ્યંજન આવે તો સ્ નો ષ્ થાય છે અને ત્ વર્ગના વ્યંજનને સ્થાને (એ જેટલામું હોય તેટલામું) ટ્ વર્ગનું વ્યંજન આવે છે.
યુધિ + સ્થિર = યુધિ + ષ્થિર (નિયમ ૧૨ પ્રમાણે)
= યુધિ + ષ્ઠિર (નિયમ ૧૩ પ્રમાણે)
= યુધિષ્ઠિર
નિ + સ્નાત = નિ + ષ્નાત (નિયમ ૧૨ પ્રમાણે)
= નિ + ષ્ણાત (નિયમ ૧૩ પ્રમાણે)
= નિષ્ણાત
તત્ + ટીકા = તટ્ + ટીકા ( " )
= તટ્ટીકા
ઉદ્ + ડયન = ઉડ્ + ડયન = ઉડ્ડયન

૧૪. સ્ કે ર્ ની પછી અઘોષ વ્યંજન આવે તો સ્ કે ર્ નો વિસર્ગ થાય છે:—

પુનર્ + કથન = પુનઃ + કથન = પુનઃકથન
અન્તર્ + કરણ = અન્તઃ + કરણ = અંતઃકરણ
અધસ્ + પતન = અધઃ + પતન = અધઃપતન

**અપવાદ**

નમસ્ + કાર = નમસ્કાર, તિરસ્ + કાર = તિરસ્કાર

## ૩. વિસર્ગ સંધિ

૧. સ્ કે વિસર્ગની પૂર્વે અ આવેલો હોય અને પાછળ ઘોષ વ્યંજન આવે તો સ્ કે વિસર્ગનો ઉ થાય છે. ( આગળના અ સાથે ઉ મળવાથી પછી ઓ થાય છે. )

મનસ્ + વૃત્તિ = મન + ઉ + વૃત્તિ = મનોવૃત્તિ
મનસ્ + રથ = મન + ઉ + રથ = મનોરથ
મનસ્ + ભાવ = મન + ઉ + ભાવ = મનોભાવ
અધસ્ + ગતિ = અધ + ઉ + ગતિ = અધોગતિ
મનસ્ + હર = મન + ઉ + હર =મનોહર
વયસ્ + વૃદ્ધ = વય + ઉ + વૃદ્ધ = વયોવૃદ્ધ

૨. સ્ કે વિસર્ગની પહેલાં ઇ કે ઉ (હ્રસ્વ કે દીર્ઘ) આવેલ હોય અને પાછળ ક્ વર્ગ કે પ્ વર્ગનું કોઇ પણ વ્યંજન આવેલું હોય તો સ્ કે વિસર્ગનો ષ્ થાય છે.

નિસ્ + કપટ = નિષ્ + કપટ = નિષ્કપટ
દુસ્ + કૃતિ = દુષ્ + કૃતિ = દુષ્કૃતિ
નિસ્ + પાપ = નિષ્ + પાપ = નિષ્પાપ
નિસ્ + ફળ = નિષ્ + ફળ = નિષ્ફળ

૩. **અ.** સ્ કે વિસર્ગની પહેલાં અ કે આ સિવાયનો કોઇ સ્વર આવેલ હોય અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો ર્ થાય છે.

નિસ્ + અર્થક = નિર્ + અર્થક = નિરર્થક

નિસ્ + લજ્જ = નિર્ + લજ્જ = નિર્લજ્જ

દુસ્ + ગતિ = દુર્ + ગતિ = દુર્ગતિ

**ब.** ર્ ની પાછળ ર્ આવે તો પ્રથમ ર્ ઊડી જાય છે અને તેની પહેલાંનો સ્વર દીર્ઘ થાય છે.

નિસ્ + રોગ = નિર્ + રોગ = ની + રોગ =નીરોગ

નિસ્ + રસ = નિર્ + રસ = ની + રસ =નીરસ

૪. **अ.** સ્ કે વિસર્ગની પછી ચ્ કે છ્ આવે તો વિસર્ગનો શ્ થાય છે.

નિસ્ + ચેતન = નિશ્ + ચેતન = નિશ્ચેતન

નિસ્ + ચિન્ત = નિશ્ + ચિન્ત = નિશ્ચિન્ત

નિસ્ + ચય = નિશ્ + ચય = નિશ્ચય

**ब.** સ્ કે વિસર્ગની પછી ત કે થ આવે તો વિસર્ગનો સ્ થાય છે.

નિસ્ + તેજ = નિસ્ + તેજ =નિસ્તેજ

દુસ્ + તર = દુસ્ + તર = દુસ્તર

૫. સ્ કે વિસર્ગની પછી શ્, ષ્, કે સ્ આવે તો તેનો વિકલ્પે શ્, ષ્ કે સ્ થાય છે (એટલે રૂપાંતર થાય અને ન પણ થાય.)

નિસ્ + શંક = નિઃશંક અથવા નિશ્શંક

નિસ્ + સાર = નિઃસાર અથવા નિસ્સાર

## કેટલીક વધારે સંધિ

દુહ્ + ત = દુઘ્ + ત = દુઘ્ + ધ = દુગ્ + ધ = દુગ્ધ

મુહ્ + ત = મુઢ્ + ત = મુઢ્ + ઢ = મૂઢ

અથવા = મુઘ્ + ત = મુઘ્ + ધ = મુગ્ + ધ = મુગ્ધ

યજ્ + તિ = ઇજ્ + તિ = ઇષ્ + તિ = ઇષ્ + ટિ = ઇષ્ટિ

સૃજ્ + તિ = સૃષ્ + તિ = સૃષ્ + ટિ = સૃષ્ટિ

રામ + અયન = રામાયણ

ભૂ + ઈ + સ્ય = ભો + ઇ + સ્ય = ભવિષ્ય

શાસ્ + ત = શિસ્ + ત = શિષ્ + ત = શિષ્ + ટ = શિષ્ટ

આશિસ્ + વાદ = આશિર્ + વાદ = આશીર્વાદ

## પ્રશ્નો

૧. સંધિના મુખ્ય કેટલા પ્રકાર છે ?

૨. તદ્ભવ શબ્દોની સંધિ થવી જ જોઇએ ?

૩. તદ્ભવ શબ્દોની વ્યંજન સંધિ અને વિસર્ગ સંધિ શક્ય છે ? ન હોય તો શા માટે નહિ ?

૪. નીચેનાની સંધિ છૂટી પાડો અને કયા નિયમને આધારે એ સંધિ થઇ છે તે જણાવો:—

સ્રગ્ધરા, ષડંગ, અચ્છેર, વિષમ, નીરોગી, રાજર્ષિ.

૫. નીચેના શબ્દોની સંધિ છૂટી પાડો:—

જીર્ણોદ્ધાર, હિમાલય, લોકોક્તિ, દીપાવલિ, દિગંબર, બિંબોષ્ઠ, કોટચવધિ, પ્રત્યુત્તર, બ્રહ્મર્ષિ, વાગ્દાન, તન્મય, સજ્જન, મનોવૃત્તિ, પુનર્લગ્ન, દિગંત, યુધિષ્ઠિર, અંગાંગ, ઉલ્લંઘન, ક્ષુલ્લક, નયન, સમૃદ્ધિ, ઉચ્છિષ્ટ, નાયક, પરિષદ, વ્યામોહ, ઉચ્છૃંખલ, નાવિક, ન્યૂનતા, સ્વચ્છંદી, સ્વચ્છ, દિગંત, ઉદ્ધાર, ભવન, ગાયન.

# પ્રકરણ ૧૩ મું

## સમાસ

**માતાપિતા**

**પ્રાણપ્યારું**

જો! જો! પેલી **પર્વતમાળ** !

ધરતી **તરુજટાની** ઝાળ.

ઉપરના દાખલાઓમાં કાળા અક્ષરે છાપેલા શબ્દો બે શબ્દોના બનેલા છે. માતા અને પિતા એમ કહેવાને બદલે 'માતાપિતા' કહ્યું છે. 'પ્રાણને પ્યારું' ને બદલે 'પ્રાણપ્યારું', 'પર્વતની માળ' ને બદલે 'પર્વતમાળ', 'તરુની જટા' ને બદલે 'તરુજટા'–એમ લખ્યું છે.

આવી રીતે સરળતાની ખાતર તેમજ ભાષાની સુંદરતાને માટે ઘણી વખતે આપણી ભાષામાં બે–ચાર શબ્દો જોડીને વાપરવાની પ્રથા છે. આવી રીતે શબ્દોના જોડાણથી બનેલા શબ્દસમૂહને **સમાસ** કહે છે.

બે કે તેથી વધારે શબ્દો ભેગા મળી એક પદ બને તેને **સમાસ** કહે છે. સામાન્ય રીતે આ પ્રમાણે ભેગા મળેલા શબ્દોની વચ્ચે કોઈ પણ જાતનો પ્રત્યય હોતો નથી. જાતિ, વચન અને વિભક્તિના પ્રત્યય આખા સમાસને છેડે લાગે છે.

સામાસિક પદના શબ્દોને છૂટા પાડી તેમનો અર્થ સમજાવવો તેને સમાસનો વિગ્રહ કહે છે.

**પ્રકાર**

સમાસના મુખ્ય ચાર પ્રકાર છે:—(૧) દ્વન્દ્વ, (૨) તત્પુરુષ,

(૩) બહુવ્રીહિ, (૪) અવ્યયીભાવ. બાકીના બીજા સમાસો ઉપર્યુક્ત સમાસોના પેટાવિભાગ જેવા છે.

## ૧. દ્વન્દ્વ સમાસ

દ્વન્દ્વ એટલે જોડકું. જ્યારે સમાન અધિકારવાળાં બે કે તેથી વધારે શબ્દોના પદોનો 'ને' કે 'અને' થી વિગ્રહ થાય ત્યારે તે દ્વન્દ્વ સમાસ કહેવાય.

| | |
|---|---|
| માબાપ—મા અને બાપ | રીતરિવાજ—રીત અને રિવાજ |
| હાથપગ—હાથ ને પગ | એકવીસ—એક અને વીસ |

જ્યારે એવો સમાસ 'કે' થી છૂટો પડે ત્યારે તેને **વૈકલ્પિક દ્વન્દ્વ** કહે છે.

| | |
|---|---|
| ત્રણચાર—ત્રણ કે ચાર | દીકરોદીકરી—દીકરો કે દીકરી |

## ૨. તત્પુરુષ સમાસ

તત્પુરુષ એટલે **તેનો પુરુષ.** 'તેનો' એ 'તે' શબ્દનું છઠ્ઠી વિભક્તિનું રૂપ છે. પહેલો શબ્દ ( તે ) બીજા શબ્દની સાથે વિભક્તિના સંબંધથી જોડાયેલો છે. જે સમાસમાં પહેલો શબ્દ બીજા સાથે પહેલી સિવાયની કોઇ પણ વિભક્તિના સંબંધથી જોડાયેલો હોય, અને વિગ્રહ કરતાં તે તે વિભક્તિના પ્રત્યય મૂકવા પડે તેને **તત્પુરુષ સમાસ** કહે છે. આ રીતે છ તત્પુરુષ સમાસ થાય.

| | |
|---|---|
| **ક. દ્વિતીયા** (ને) | કૃષ્ણાશ્રિત–કૃષ્ણને આશ્રિત.<br>હસ્તગત–હસ્તને મળેલું. |
| **ખ. તૃતીયા** (વડે) | ચિંતાતુર–ચિંતા વડે આતુર, વિનયયુક્ત–વિનય વડે યુક્ત, તૃષાતુર–તૃષા વડે આતુર, સેવક-રહિત–સેવક વડે રહિત. |

| | |
|---|---|
| ગ. ચતુર્થી (માટે) | યજ્ઞસ્તંભ–યજ્ઞ **માટે** સ્તંભ, ચરણોદક–ચરણ–**માટે** ઉદક (પાણી), ઉદ્યમપ્રીત–ઉદ્યમ **માટે** પ્રીત. |
| ઘ. પંચમી (થી) | પદભ્રષ્ટ–પદ**થી** ભ્રષ્ટ, ભયભીત–ભય**થી** બીધેલો. |
| ઙ. ષષ્ઠી (નો,ની,નું) | લોકાચાર–લોકો**નો** આચાર, રાજપુત્ર–રાજા**નો** પુત્ર, ઇંદ્રાસન–ઇંદ્ર**નું** આસન, દેશદાઝ–દેશ**ની** દાઝ. **નોંધ**—આ સમાસનો એક પેટા પ્રકાર છે. ષષ્ઠીના પ્રત્યયથી જુદા પડતા કેટલાક સમાસોમાં પહેલો શબ્દ બીજા શબ્દનો એક દેશ (ભાગ) સુચવે છે. આવા સમાસને **એકદેશી સમાસ** કહે છે, તે ષષ્ઠી તત્પુરુષનો એક પ્રકાર છે. જેમકે, મધ્યરાત–રાત્રી**નો** મધ્ય ભાગ, મધવ્હેણ–વ્હેણનો મધ્ય ભાગ, પૂર્વકાય–કાયાનો પૂર્વ ભાગ |
| ચ. સપ્તમી (માં, ઉપર) | લોકપ્રસિદ્ધ–લોકો**માં** પ્રસિદ્ધ, વનવાસ–વન**માં** વાસ, ધર્મઘેલાં–ધર્મમાં ઘેલાં. |

ઉપર પ્રમાણે તત્પુરુષ સમાસનો વિગ્રહ કરવો. તેમ કરતાં બે શબ્દો વચ્ચે કઇ વિભક્તિનો પ્રત્યય લગાડવો તે તેના અર્થ ઉપરથી નક્કી થઇ શકે. કેટલીક વાર બે ત્રણ વિભક્તિના પ્રત્યય લગાડી જોઇ પછી કઈ જાતનો સમાસ છે તે નક્કી કરવું.

છ. **અલુક્ સમાસ**—આ પણ તત્પુરુષનો એક ભાગ છે.

કેટલાક સમાસોમાં પૂર્વ પદનો વિભક્તિ પ્રત્યય કાયમ રહે છે. આને **અલુક્ સમાસ** કહે છે. (અ–નહિ, લુક્–લોપ)

યુધિષ્ઠિર—યુધ્+ઇ (સાતમીનો પ્રત્યય) **યુદ્ધમાં** સ્થિર

સરસિજ—સરસ્ + ઇ ( સાતમીનો પ્રત્યય ) તળાવમાં જન્મનાર-કમળ.

વિશ્વંભર—વિશ્વ + મ્ ( બીજીનો પ્રત્યય ) વિશ્વને પોષનાર.

ज. **ઉપપદ સમાસ**—આ સમાસ તત્પુરુષનો એક ભાગ છે. જેમાં પૂર્વપદ ઘણે ભાગે નામ હોય અને ઉત્તરપદ ક્રિયાપદનું (કૃદંત સિવાયનું) રૂપ હોય અને વિગ્રહ કરતાં એ ઉત્તરપદને બદલે ક્રિયાપદ મૂકવું પડે, તે ઉપપદ સમાસ કહેવાય.

કુંભકાર—કુંભ કરે તે
નિશાચર—રાત્રે ફરે તે
વિશ્વવ્યાપી—વિશ્વમાં વ્યાપે તે
વનવાસી—વનમાં વસે તે
ધર્મશાલી—ધર્મ વડે શોભે તે
પ્રેમદા—પ્રેમ આપનાર
લુહાર—લોઢાને ઘડનાર.

झ. **મધ્યમપદલોપી સમાસ**—આ સમાસ પણ તત્પુરુષનો એક ભાગ છે.

કેટલાક સમાસમાં શબ્દો જોડાય તે પહેલાં વચમાંના શબ્દો ઉડાવી દેવામાં આવ્યા હોય છે, પરંતુ વિગ્રહ કરતી વખતે અર્થ સ્પષ્ટ કરવા તેવા શબ્દો મૂકવામાં આવે છે. આવા સમાસને મધ્યમ-પદલોપી ( વચમાંના પદોનો લોપ થાય છે જેમાં એવા ) સમાસ કહે છે.

વરાળયંત્ર—વરાળથી ચાલતું યંત્ર ( 'ચાલતું' શબ્દ લોપાયો હતો, વિગ્રહ કરતાં તેને ઉમેરવો પડયો. )

નર્મકોષ—નર્મદાશંકરે રચેલો કોશ.

કામલતા—કામ-ઇચ્છા-પૂરનારી લતા.

દહીંવડાં—દહીંમાં આથેલાં વડાં.

**ત્ર કર્મધારય સમાસ**—આને પણ તત્પુરુષના ભાગ તરીકે સ્વીકારવામાં આવે છે, કારણ તત્પુરુષ એટલે તે (વિશેષણ) **પુરુષ** એવો અર્થ પણ થઇ શકે. એટલે કે જ્યારે સમાસનો પહેલો **શબ્દ વિશેષણ** હોય અને બીજો **નામ** હોય અથવા પહેલો નામ હોય અને બીજો વિશેષણ હોય ત્યારે કર્મધારય સમાસ બને છે. નીચે પ્રમાણેના શબ્દોના યોગથી આ સમાસ બની શકે છે, અને તે પ્રમાણે તેને જુદાં જુદાં નામ પણ અપાય છે.

| | |
|---|---|
| ૧. ગુણવાચક વિશેષણ + નામ | ઉષ્ણોદક–ઉષ્ણ + ઉદક<br>મિષ્ટાન્ન–મિષ્ટ + અન્ન<br>પીતામ્બર–પીત + અંબર<br>મિથ્યાભિમાન–મિથ્યા + અભિમાન |
| ૨. નામ (વિશેષણ તરીકે) + નામ | બોલબાણ–બોલરૂપી બાણ<br>ક્રોધવૈરી–ક્રોધરૂપી વૈરી<br>સંસારસાગર–સંસાર રૂપી સાગર |
| ૩. નામ + વિશેષણ | ઘનશ્યામ–ઘન જેવો શ્યામ<br>કાજળકાળી–કાજળ જેવી કાળી<br>કુસુમકોમળ–કુસુમ જેવું કોમળ |

આ ત્રણેમાં પ્રથમપદ કે ઉત્તરપદ બેમાંથી એક નામ અને બીજું વિશેષણ હોય છે.

૧. દ્વિગુ—આ સમાસ કર્મધારયનો પેટા ભાગ છે. કર્મધારય જેમ આમાં પહેલું પદ વિશેષણ હોય છે, પણ તે સંખ્યાવાચક વિશેષણ હોય છે.

| | |
|---|---|
| સંખ્યાવાચક વિશેષણ + નામ | નવરાત્ર–નવરાત્રીનો સમૂહ<br>પંચવટી–પાંચ વડનો સમુદાય<br>ચોમાસું–ચાર માસનો સમૂહ<br>અઠવાડિયું–આઠ દિવસનો સમૂહ |

૨. **ઉપમિત સમાસ**—આ પણ કર્મધારયનો વિભાગ છે. આમાં પ્રથમપદ અને ઉત્તરપદ બન્ને નામ હોય છે પણ એક નામ બીજા નામની સાથે સરખામણીમાં (ઉપમામાં) વપરાયું હોય છે, તેથી તેને ઉપમિત સમાસ કહે છે.

| | |
|---|---|
| નામ + નામ (એક બીજા સાથે સરખામણી) | પુરુષવ્યાઘ્ર–વ્યાઘ્ર જેવો પુરુષ<br>નરસિંહ–સિંહ જેવો નર<br>રાજર્ષિ–ઋષિ જેવો રાજા<br>વદનકમળ–કમળ જેવું વદન |

૩. **વિશેષણસમાસ**—આ પણ કર્મધારયનો એક પ્રકાર છે. આમાં બન્ને પદો વિશેષણ હોય છે.

| | |
|---|---|
| વિશેષણ + વિશેષણ | શીતોષ્ણ–શીત અને ઉષ્ણ<br>કાળુંધોળું–કાળું અને ધોળું<br>લૂખુંસૂકું–લૂખું અને સૂકું |

૮. **નઞ્ તત્પુરુષ**—જે સમાસમાં પહેલો શબ્દ નકારવાચક 'અ' કે 'અન્' હોય તે.

અધર્મ–ન ધર્મ, ધર્મ નહિ તે

અનાચાર—ન અચાર, આચાર નહિ તે.

૯. **પ્રાદિ તત્પુરુષ**—'પ્ર', 'પરા',× 'અતિ' વગેરે ઉપસર્ગો જે સમાસમાં પહેલા આવે છે તે.

| | |
|---|---|
| પરાજય–ઊલટો જય | અતિવૃષ્ટિ–અત્યંત વૃષ્ટિ |
| નિપાત–નીચે પડવું તે. | પ્રખ્યાત–વધારે ખ્યાત |

× 'પરા' વિશેષણ નહિ, પણ ઉપસર્ગ છે; તેથી સમાસ કર્મધારય નહિ પણ પ્રાદિતત્પુરૂષ કરવો.

## ૩. બહુવ્રીહિ સમાસ

'બહુવ્રીહિ' પોતે જ બહુવ્રીહિ સમાસ છે.

બહુવ્રીહિ=બહુ ( વિશેષણ )+વ્રીહિ ( ડાંગર–નામ ) = બહુ છે વ્રીહી જેની પાસે એવો

એટલે આ સમાસમાં પહેલો શબ્દ વિશેષણ અને બીજો **નામ** હોય છે. ત્યારે આમ જોતાં બહુવ્રીહિ અને કર્મધારય સરખા થયા. કર્મધારયમાં પણ પહેલું પદ વિશેષણ અને બીજું પદ નામ છે. છતાં બન્ને જુદા છે.

**કર્મધારય આખો સમાસ નામ તરીકે વપરાય છે.**

**બહુવ્રીહિ આખો સમાસ વિશેષણ તરીકે વપરાય છે.**

| કર્મધારય | બહુવ્રીહિ |
|---|---|
| તેણે **પીતામ્બર** પહેર્યું | **પીતામ્બર** કૃષ્ણ આવ્યા. (અહીં |
| (અહીં પીતામ્બર નામ છે–કર્મ) | પીતામ્બર કૃષ્ણનું વિશેષણ છે.) |
| તેણે **મહાબાહુ** ઉછાળ્યો. | **મહાબાહુ** ભીમ ગર્જ્યો. |
| ( મહાબાહુ નામ છે–કર્મ ) | ( મહાબાહુ ભીમનું વિશેષણ છે) |

બહુવ્રીહિ સમાસનો વિગ્રહ પણ જુદી રીતે થાય છે. બહુવ્રીહિ સમાસને છોડતાં 'જે' શબ્દનો ઉપયોગ કરવો પડે છે. એ 'જે' ને પહેલી સિવાયની બીજી કોઇ પણ વિભક્તિનો પ્રત્યય લાગ્યો હોય તો સમાસ બહુવ્રીહિ. એટલે સમાસ છૂટો પાડતાં ' જે ' પહેલી વિભક્તિમાં વપરાય નહિ.

કાળિદાસાદિક–કાળીદાસ **જેમાં** આદિ (પ્રથમ) છે તે.
પુણ્યશ્લોક–પુણ્ય (પવિત્ર) છે શ્લોક (નામ) **જેનું** તે.
દશમુખ–દશ છે મુખ **જેનાં** તે

**નઞ્ બહુવ્રીહિ**—'ન', 'અ', કે 'અન્' જે બહુવ્રીહિ સમાસમાં પહેલા આવે તે.

| | |
|---|---|
| અબળા—જેને બળ નથી તે | અનંત—જેને અંત નથી તે |
| અરૂપ—જેને રૂપ નથી તે | અદ્વિતીય—જેની જોડ બીજું કોઇ નથી તે |
| અકર્મક—નથી કર્મ જેમાં એવું | અનાથ—જેનો નાથ નથી તે |

**પ્રાદિ બહુવ્રીહિ**—'પ્ર', 'પરા', 'નિ' વગેરે ઉપસર્ગો જે બહુવ્રીહિ સમાસમાં પહેલા આવ્યા હોય તે.

| | |
|---|---|
| નિર્મળ—મળ નથી જેમાં તે | નિષ્ફળ—ફળ નથી જેમાં તે |
| નિર્ધન—ધન નથી જેને તે | વિધવા—વિગત (નથી) ધવ (પતિ) જેનો તે |
| પરાઙ્મુખ—અવળું છે મુખ જેનું તે | |

**વ્યધિકરણ બહુવ્રીહિ**—ઉપરના બધા બહુવ્રીહિ સમાસમાં બન્ને પદો એક જ વિભક્તિમાં છે. પણ સમાસ છૂટો પાડતાં જો બેઉ પદો એક જ વિભક્તિમાં ન આવતાં જુદી જુદી વિભક્તિમાં આવે તો તેવા સમાસને વ્યધિકરણ બહુવ્રીહિ કહે છે.

સારંગપાણિ—સારંગ ( પહેલી વિભક્તિ ) છે જેના પાણિમાં-હાથમાં ( સપ્તમી ) તે

દામોદર—દામ-દોરડું (પહેલી) છે જેના ઉદર પર (સપ્તમી) તે

આ ઉપરાંત મુક્કામુક્કી, મારામારી, બાથાબાથી, બાઝંબાઝા—એવા સમાસોને બહુવ્રીહિ ગણવામાં આવ્યા છે. મુક્કેમુક્કે પ્રહરણ **જેમાં** થાય છે તે મુક્કામુક્કી, બાથે બાથે બાઝવાનું **જેમાં** થાય છે તે બાથાબાથી—એ પ્રમાણે તેમનો વિગ્રહ થાય છે.

**નોંધ :**

સકારણ—કારણ સાથે. અહીં 'સ' પ્રત્યય લાગેલો છે અને તેનો અર્થ ' સાથે ' છે. આવા સમાસને પણ બહુવ્રીહિ ગણવામાં આવ્યા છે.

## ૪. અવ્યયીભાવ સમાસ

જેમાં પહેલો શબ્દ અવ્યય હોય (જેવો કે પ્રતિ, યથા), અને આખો સમાસ અવ્યય હોય તે.

| | |
|---|---|
| પ્રતિદિન–દરરોજ | યથાબુદ્ધિ–બુદ્ધિ પ્રમાણે |
| યથાન્યાય–ન્યાય પ્રમાણે | પ્રતિવર્ષ–વર્ષે વર્ષે |

## સુપ્‌સુપ્ સમાસ

ઉપરના કોઈ પણ સમાસમાં ન આવતો સમાસ સુપ્‌સુપ્ કહેવાય. 'સુપ્' એટલે વિભક્તિના પ્રત્યયો. જ્યારે એક વિભક્તિના પ્રત્યયવાળો શબ્દ બીજા તેવા જ શબ્દ સાથે સમાસના બીજા વર્ગમાં ન મૂકી શકાય તેવી રીતે જોડાય ત્યારે આ સમાસ થાય, અને વિભક્તિના પ્રત્યયોનો પણ લોપ થાય.

| | |
|---|---|
| શ્રુતપૂર્વ—પૂર્વે સાંભળેલું | ભૂતપૂર્વ—પૂર્વે થયેલું |
| દૃષ્ટપૂર્વ—પૂર્વે જોયેલું | અદૃષ્ટપૂર્વ—પૂર્વે ન જોયેલું |

**બેત્રણ સમાસ સાથે**—કેટલીક વખત બે ત્રણ સમાસ સાથે વપરાયા હોય છે. તેમનો વિગ્રહ નીચે પ્રમાણે કરવો:—

અસ્વાદવ્રત—ન સ્વાદ=અસ્વાદ (નઞ્ તત્પુ૦), અસ્વાદનું વ્રત= અસ્વાદવ્રત (ષષ્ઠી તત્પુ૦)

દિવ્યતૃષાતુર—દિવ્ય + તૃષા (કર્મધારય); દિવ્યતૃષા વડે આતુર= દિવ્યતૃષાતુર (તૃતીયા તત્પુ૦)

યુવરાજપદાભિષેક—યુવાન રાજા (કર્મધારય); યુવરાજનું પદ=યુવરાજપદ (ષષ્ઠી તત્પુ૦); યુવરાજપદનો અભિષેક=યુવરાજપદાભિષેક (ષષ્ઠી તત્પુ૦).



સમાસ
દ્વંદ્વ
(માબાપ)
વૈકલ્પિકદ્વંદ્વ
(ચારપાંચ)
તત્પુરુષ
(તેનો પુરુષ)
(તે પુરુષ)
કર્મધારય
(સંસાર સાગર)
દ્વિગુ
(નવરાત્ર)
ઉપમિત
(નરસિંહ)
વિશેષણ
(કાળુ ધોળું)
બહુવ્રીહિ
(પીતાંબર)
નઞ્
(અનંત)
પ્રાદિ
(નિર્મળ)
વ્યધિકરણ
(સારંગપાણિ)
અવ્યયીભાવ
(યથાબુદ્ધિ)
સુપ્સુપ્
(ભૂતપૂર્વ)
દ્વિતીયા
(હસ્તગત)
તૃતીયા
(ચિંતાતુર)
ચતુર્થી
(યજ્ઞસ્તંભ)
પંચમી
(ભયભીત)
ષષ્ઠી
(રાજપુત્રી)
એકદેશી
(મધ્યાહ્ન)
સપ્તમી
(વનવાસ)
અલુક્
(યુધિષ્ઠિર)
ઉપપદ
(કુંભકાર)
મધ્યમપદલોપી
(કામધેનુ)
નઞ્ તત્પુ૦
(અનાર્ય)
પ્રાદિતત્પુ
(પરાજય)

## પ્રશ્નો

૧. નીચેના સમાસોનો **વિગ્રહ** કરી તેના **પ્રકાર** જણાવો—

નોકરચાકર, વિશ્વમોહિની, વિપ્રવાચા, સ્થાનભ્રષ્ટ, મત્સ્યેન્દ્ર, સંગ્રહસ્થાન, યથાસ્થિત, મહાપ્રશ્ન, સુકુમાર, શૂળકાંટાકાંકરા, ઋણમુક્ત, શોકાતુર, દૃષ્ટપૂર્વ, મહાપ્રલયકાળ, રિદ્ધિસિદ્ધિ, વેપારવણજ, પંદરવીસ, ગિરિધર, આશ્ચર્યઘેરી, કુટુંબભાવના, નખશિખ, શિવાલય, સ્નેહગાંઠ, કુલાંગાર, રસમસ્ત, અવગુણ, અસત્ય, શિષ્ટાચાર, પ્રેમામૃત, પાણીપોચું, ત્રિભુવન, પંચરત્ન, સાજાસમા, સુધારાપક્ષ, સ્મશાનવૈરાગ્ય, ફળફૂલાદિ, વિધુર, સુધાંશુ, શશીશીતળા, નિરાશ, બેશરમ, અતિથિ, ઉત્તરોત્તર, ચરણાંબુજ, મધુકરગુંજન, જ્યોતિર્ધર, યૌવનમદ, કુતૂહલવૃત્તિ, પરગામ, ધર્મશાળા, જલધિજલ, વિષકટોરી, નિશદિન, મહાકલ્યાણોર્મિ. સિંધુરાજ, સ્મિતાંકિત. સૃષ્ટિલીલા, અધઃપાત, જીવનરહસ્ય, અણઆથમ્યા, પ્રણયપંખી, અવિભક્ત, આદિપ્રભુ, અર્ધનારીશ્વર, શબ્દલીલા, સરિતબ્હેણ, અણદીઠ, જીવનસંગી, વ્યોમદીપ, ઘુમ્મટદ્વાર, બ્રહ્મચારી, રથગામી.

૨. નીચેના ખંડોમાંથી **સમાસ** શોધી તેમનો **વિગ્રહ** કરી **પ્રકાર** જણાવો:—

૧. પ્રભુભક્તિ એ વૃદ્ધાવસ્થાનું અંગ હોય એમ સામાન્ય ભાવના છે.
૨. દેશની દુર્દશા બતાવે એવી જ્ઞાનદીવાસળી પણ એ વખતે નહોતી.
૩. તેના અંગેઅંગમાં ઉથલપાથલ થઇ રહી.
૪. એની કર્તવ્યપરાયણતા કૃષ્ણચન્દ્રને પણ શરમમાં નાખે તેવી હતી.
૫. દર રવિવારે આ ઉદ્યાનત્રિવેણીમાંથી અનંત જળફુવારાઓનો પ્રવાહ વહે છે અને કાશ્મિરનાં રસિક નરનારીઓનાં હૈયાં પલાળે છે. કાલિન્દીના કાંઠે નન્દનવનની ભવ્ય લીલા ભાગવતકારે અને ગીતગોવિન્દના કર્તા રસદેવ જયદેવે ગાઇ છે, પરંતુ એના વર્તમાન જીવન્ત અવશેષો પૂર્વોક્ત ઉદ્યાનત્રયી છે.

**—રતિલાલ મોહનલાલ ત્રિવેદી.**

૬. રાજા કરૂપો કપિએ કર્યો, લજ્જા પામી પાછો ફર્યો !
રુધિરધારા ખળકે અતિ, જાગ્યે ધાતુ ઝરતો ગિરિપતિ !

**—પ્રેમાનંદ**

૭. સર્વેશ્વર, સર્વાત્મા, સ્વતંત્ર, દયાપ્રિતમ ગિરિધારિ;
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી.

—**દયારામ**

૮. સરસરિતા, રસભર અમીઝરણાં, રત્નાકર ભરપુરઃ
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત! રમે અમ ઉર!

—**ખબરદાર**

૯. પલકમાં ફરકે નભલોચન,
ધવલશૃંગ સુમંગલ દીપિકા
પ્રકટતી સુરખી મનમોહન
રજનીનાથ તણી અભિસારિકા.

—**ચંદ્રવદન મહેતા**

૧૦. એવી કોઇ પ્રિયાનો પ્રિતમ આજ ચિતા પર પોઢે,
એકલડો ને અણબૂઝેલો અગન-પીછોડી ઓઢે;
કોઇના લાડકવાયાને
ચૂમે પાવક જ્વાળા મોઢે.

—**ઝવેરચંદ મેઘાણી**

૧૧. તારાગણો ઉછળતા સરિતાતરંગે— —**નરસિંહરાવ**

૧૨. ઊગી સખિ! વિરમશે સુખદુઃખ સર્વે,
રહેશે પછાડી પણ કાંઇક ચિહ્નમાલા;
જો! સ્વર્ગલોક કુલછત્ર સખિ! સિધાવ્યા,
દીઠી ન તે ફરીથી કોમલ પ્રેમછાયા.

—**ન્હાનાલાલ કવિ**

૩. સમાસના મુખ્ય પ્રકાર ગણાવો.
૪. કર્મધારય અને બહુવ્રીહિ સમાસનો તફાવત દ્રષ્ટાંત આપી સમજાવો.
૫. દ્વિતીયા તત્પુરુષ અને ઉપપદ સમાસમાં શો તફાવત છે?
૬. અલુક્ અને મધ્યમપદલોપી સમાસનો તફાવત દૃષ્ટાંત આપી સમજાવો.
૭. કર્મધારય, દ્વિગુ અને ઉપમિત સમાસમાં શો તફાવત છે?
૮. સુપ્સુપ્ સમાસ એટલે શું? તેનું દૃષ્ટાંત આપો.

# પ્રકરણ ૧૪ મું

## પદવિન્યાસ : પદચ્છેદ

એક કે તેથી વધારે પદોનું વાક્ય બને છે તે આપણે જાણ્યું. હવે એ પદો વાક્યમાં શી રીતે ગોઠવવાં જોઇએ તે આપણે તપાસીએ. વાક્યમાં પદોની આવી ગોઠવણીને વિન્યાસ કહે છે. તેના નિયમો નીચે પ્રમાણે છે:—

**પદોનો ક્રમ**

૧. સામાન્ય રીતે વાક્યમાં પ્રથમ કર્તા, પછી કર્મ કે ક્રિયાપૂરક અને છેલ્લું ક્રિયાપદ આવે છે. જેમકે,

કનુ ચોપડી વાંચે છે.

**વિશેષણ**

૨. સામાન્ય રીતે અનુવાદ્ય વિશેષણ વિશેષ્યની (નામની) પહેલાં આવે છે અને વિધેય વિશેષણ વિશેષ્યની (નામની) પછી આવે છે.

આ **ઉદ્યમી** માણસ બુદ્ધિશાળી છે. (અનુવાદ્ય)
આ માણસ **ઉદ્યમી** છે. ( વિધેય )

૩. ઉદ્દેશ્યવર્ધક અને તેની સાથેના શબ્દો ઉદ્દેશ્ય પહેલાં આવે છે. તે જ પ્રમાણે કર્મવર્ધકની સાથેના શબ્દો કે ક્રિયાપૂરકની સાથેના શબ્દો કર્મ કે ક્રિયાપૂરકની પહેલાં આવે છે.

**મારા ભાઇએ ખરીદેલી** મોટર આ રહી. (ઉદ્દેશ્યવર્ધક વગેરે)
મેં **પાંજરામાંથી** છૂટેલું પંખી પકડયું. (કર્મવર્ધક વગેરે)
તે ખૂબ લોકપ્રિય અને વિદ્વદ્‌માન્ય રાજા થયો. (ક્રિયાપૂરક વગેરે)

૪. **વિધેયવર્ધક**—સામાન્ય રીતે વિધેયવર્ધક ક્રિયાપદની પહેલાં આવે છે. કોઇવાર તે વાકયની શરૂઆતમાં પણ આવે છે.

પક્ષી **ઝડપથી** ઊડયું ( વિધેયવર્ધક )

**ઝડપથી** તે દોડયો, અને **સમયસર** સ્ટેશને પહોંચ્યો. ( વિધેયવર્ધક )

૫. **અવ્યયરૂપ ભૂતકૃદંત**—અવ્યયરૂપ ભૂતકૃદંત અને તેની સાથેના શબ્દો વાકયની શરૂઆતમાં આવે છે.

**એ સુંદર દૃશ્ય જોઇ** તે મુસાફર આશ્ચર્યમુગ્ધ થયો. ( અવ્યયરૂપ ભૂતકૃદંત વગેરે )

૬. **સાપેક્ષ શબ્દો**—સાપેક્ષ શબ્દોની પછી આકાંક્ષાપૂરક શબ્દો આવવા જોઇએ. જે-તે, જેવું-તેવું, જેટલું-તેટલું, જેવડું-તેવડું, જેમ-તેમ, એવું-કે, એટલું-કે, એટલું બધું-કે, એવડું-કે વગેરે.

૭. **કેટલાક શબ્દો અને શબ્દસમૂહો**—કેટલાક શબ્દો કે શબ્દ-સમૂહો જેવા કે ખરું જોતાં, ટૂંકામાં, અર્થાત્ વગેરે વાકયની શરૂઆતમાં આવે છે,

**ટૂંકામાં** જેવી મહેનત કરશો તેવું ફળ મળશે.

૮. તેવી જ રીતે આગલા વાકય સાથે સમાનાધિકારનો સંબંધ ધરાવતા શબ્દો—જેવા કે, એ, એમ, એવું વગેરે—વાકયની શરૂઆતમાં આવે છે.

( મારાથી મદદ નહિ થાય,) **એમ** કહેવું તમને શોભે છે ?

૯. **વાકયને છેડે આવતા શબ્દો**

ખરા, કે, કની વગેરે શબ્દો વાકયને અન્તે મુકાય છે.

તે સાંજના આવશે તો **ખરા**.

૧૦. **એકથી વધારે નામોને લાગતા પ્રત્યય**—

એક જ વાકયમાં બે કે તેથી વધારે નામ ઉભયાન્વયી અવ્યયથી

જોડાયેલાં હોય તો સામાન્ય રીતે વિભક્તિનો પ્રત્યય કે નામયોગી અવ્યય છેલ્લા નામને લાગે છે.

તેણે તેનું જીવન સુખ, શાન્તિ અને આનંદમાં પસાર કર્યું.

તલવાર, બંદુક, અને તોપના ગોળાઓ વડે શત્રુઓનો નાશ કર્યો.

કોઇવાર જુસ્સો બતાવવા બધાં નામને પ્રત્યય લાગે છે.

જ્ઞાતિની, ગામની, પ્રાંતની અને દેશની તેણે અનેકવિધ સેવા કરી.

કેટલાંક નામોની પાછળ 'એ' મૂકી પછી તેને વિભકિતનો પ્રત્યય લગાડવામાં આવે છે.

આહાર, નિદ્રા, ભય–એનાથી કોઇપણ પ્રાણી મુક્ત નથી.

૧૧. વિશેષણ—વિકારી વિશેષણને વિશેષ્યનાં જાતિવચન લાગે છે. પરંતુ સાતમી વિભકિત સિવાય કોઈપણ વિભકિતનો પ્રત્યય લાગતો નથી.

સારે સ્થળે ફરવા જવું.

નાનાં બાળકો ચાલાક હોય છે. ( અહીં વિશેષણને પ્રત્યય નથી લાગતો, પણ બહુવચનમાં 'ઉ'નો 'આં' થયો છે.)

સારા માણસ સુખી હોય છે. (અહીં 'ઓ' નો 'આ' થયો છે.)

વિશેષ્ય નારી જાતિમાં હોય તો વિશેષણને વચન કે વિભકિતના પ્રત્યય નથી લાગતા.

અનેક મોટી નદીઓ એ મહાસાગરને મળે છે.

૧૩. ક્રિયાપદ–જાતિ, વચન, પુરુષ :

કર્તરિ પ્રયોગમાં ક્રિયાપદનું રૂપ કર્તાનાં જાતિવચન લે છે.

કર્મણિ પ્રયોગમાં ક્રિયાપદનું રૂપ કર્મનાં જાતિવચન લે છે.

ભાવે પ્રયોગમાં ક્રિયાપદ નાન્યતરજાતિ અને એકવચનમાં હોય છે.

તેઓ ફરવા ગયા. ( કર્તરિ)
તેણે પુસ્તકો લખ્યાં. ( કર્મણિ )
તેને ગમતું નથી. ( ભાવે )

૧૩ अ એકવચનમાં આવતા બે કર્તા કે બે કર્મ 'કે' ઉભયાન્વયી અવ્યયથી જોડાયા હોય તો ક્રિયાપદ એકવચનમાં આવે છે અને તે પાસેના નામની જાતિ લે છે.

તેની પાસે નોટ કે પુસ્તક ન હતું. ( પાસેનું નામ પુસ્તક છે, માટે નાન્યતર જાતિ.)

ब. બે નામોમાંનું એક નામ બહુવચનમાં હોય તો તે નામ ક્રિયાપદની પાસે મુકાય છે અને ક્રિયાપદની જાતિ પાસેના નામની રહે છે.

એ ગાડીમાં એક સ્ત્રી અને બે બાળકો હતાં.

क. બે કે વધારે કર્તા કે કર્મ 'અને' કે 'તથા' જેવા ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય તો સામાન્ય રીતે ક્રિયાપદ બહુવચનમાં આવે છે. જો બન્ને નામ એક જ જાતિનાં હોય તો ક્રિયાપદની જાતિ પણ તે નામની જાતિ જ રહે છે. પણ જો નામોની જાતિ જુદી જુદી હોય તો ક્રિયાપદની જાતિ નાન્યતર થાય છે.

આહાર, નિદ્રા અને ભય કોને નથી હોતાં ? ( બહુવચન, નાન્યતર જાતિ.)

ड. બે કે તેથી વધારે સર્વનામ કર્તા તરીકે હોય, તો ક્રિયાપદ બહુવચનમાં આવે છે. જો એ સર્વનામોમાં પહેલો પુરુષ હોય તો ક્રિયાપદ તેને અનુસરે છે. જો પહેલો પુરુષ ન હોય અને બીજો પુરુષ હોય તો ક્રિયાપદ તેને અનુસરે છે. એ બન્નેના અભાવે ત્રીજા પુરુષને અનુસરે છે.

હું, તું અને કાન્તિ સાથે વાંચીશું. (પહેલો પુરુષ, બહુવચન)

તમે અને મનુ ક્યારે **આવશો**? (બીજો પુરુષ, બહુવચન)

**પદચ્છેદના નમૂના**

નીચેના વાક્યોમાં મોટા ટાઈપમાં છાપેલા શબ્દોનો પદચ્છેદ કરોઃ—

૧. સિદ્ધાર્થ **ચક્રવર્તી** રાજા થાય તો જગતનું **હિત થઈ શકે** નહિ એમ તેઓ જાણતા હતા.

૨. **જ્યારથી** શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો **જમાવ થયો ત્યારથી** જ અનાજ ઘણું મોંઘું **વેચાવા લાગ્યું.**

૩. આ દુનિયામાં **એકેએક** પાપ ધોઈ શકાય છે, **પણ કૃતઘ્નતાનું** પ્રાયશ્ચિત થઈ શકતું **નથી.**

૪. અવકાશની મરુભૂમિમાં **મારું** હૃદય **વિશ્વવ્યાપી** નારી-રૂપનું મૃગજળ દેખતું હતું.

૫. ઘોર **નિદ્રામાંથી** **ઊઠેલો** આદમી શરીરમાંથી **આળસ કાઢવા** શરીરના અવયવોને **લંબાવે** અને આંખ સાફ કરે, તેમ મનમાં **પેઠેલો** વહેમ દૂર કરવા **ચંદ્રરાવે** યત્ન કરવા માંડયા.

૬. **જેને** રજપૂતાણીએ જણ્યા હોય તથા જે માતાની કૂ**ખને** શોભા આપવા ઈચ્છતા હોય તે **શસ્ત્ર ખેંચી** મારી સાથે રણે **ચડો.**

૭. **તમારો** પ્રેમ સાચો છે એ **જાણી ઘણીવાર** જાહેર **થવાનું** મન થતું, પણ **અમુક** કારણસર મેં **તેમ ન** કર્યું.

૮. અજગરે કહ્યું, **ભાઇ**, હું નહુષ **રાજા છું** ને અગત્સ્ય **ઋષિના શાપથી** મેં આ દશા **પ્રાપ્ત** કરી છે.

૯. હું આવી શકીશ નહિ કારણકે **મારે બહારગામ** જવાનું **છે.**

૧૦. હું **જે** પુસ્તક વાંચું છું તે ઘણું ઉપયોગી **છે.**

**૧૧. જે બહુ બોલે છે તે ઓછું કરે છે.**

૧૨. જેમ જેમ તમે મહેનત કરશો તેમ તેમ તમે ફત્તેહની નજીક જતા જશો.

૧૩. મને લાગે છે કે તે માણસ જૂઠું બોલે છે.

૧૪. તેણે પ્રતિજ્ઞા કરી કે આજથી પૈસો મારે મન શિવ-નિર્માલ્ય છે અને સાંસારિક આનંદ ત્યાજ્ય છે.

૧૫. માતા બોલતાં શીખવે છે અને ગુરુ વાંચતાં અને વિચાર કરતાં શીખવે છે.

૧૬. છતે પૈસે તે દુઃખી છે.

૧૭. જતે દહાડે તેની કીર્તિ વધી.

૧૮. આ બાગ ખુબ સુંદર છે.

૧૯. મારાથી હવે ચલાય છે.

૨૦. તમે શું કરો છો ?

## પદચ્છેદ

ઉપરનાં વાકયોમાં બતાવેલા શબ્દોનો પદચ્છેદ નીચે કરેલો છેઃ—

વાકય નં. ૧

હિત—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, નામાર્થે પહેલીનું એકવચન.

વાકય નં. ૨

જમાવ—ભાવવાચક નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન.

જ—ક્રિયાવિશેષણ અવ્યય.

વેચાવા લાગ્યું —અકર્મક સંયુકત ક્રિયાપદ, સાધિત ધાતુ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, કર્તરિપ્રયોગ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, કર્તા ‘અનાજ’, ક્રિયાનાથ ‘અનાજ’.

વાકય નં. ૩

એકેએક—અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય ‘પાપ’.

પણ—ઉભયાન્વયી અવ્યય.

કૃતઘ્નતાનું—ભાવવાચક નામ, નારીજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

વાક્ય નં. ૪

મારું—પુરુષવાચક સર્વનામ, પહેલો પુરુષ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

વિશ્વવ્યાપી—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'નારી'.

વાક્ય નં. ૫

ઊંઠેલો—ભૂતકૃદંત ( બીજો ભૂત ), વિશેષણ તરીકે વપરાયું છે, વિશેષ્ય 'આદમી.'

આળસ—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, કર્માર્થે બીજીનું એકવચન,

કાઢવા—હેત્વર્થક સામાન્ય કૃદંત નામ તરીકે વપરાયું. ભાવવાચક નામ, નાન્યતર જાતિ, તાદર્થ્યે ચોથીનું એકવચન.

લંબાવે—સકર્મક ક્રિયાપદ, 'લંબાવ' ધાતુ, મૂળરૂપ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, કર્તરિપ્રયોગ, ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્તા 'આદમી', કર્મ 'અવયવોને', ક્રિયાનાથ 'આદમી'.

પેઠેલો—ભૂતકૃદંત ( બીજો ભૂત ), વિશેષણ તરીકે વપરાયું, વિશેષ્ય 'વહેમ'.

ચંદ્રશવે—સંજ્ઞાવાચક નામ, નરજાતિ, કર્તાર્થે ત્રીજીનું એકવચન.

વાક્ય નં. ૬

જેને—સંબંધી સર્વનામ, નરજાતિ, કર્માર્થે બીજીનું બહુવચન.

દૂખને—જાતિવાચક નામ, નારી જાતિ, સંપ્રદાનાર્થે ચોથીનું એકવચન.

**ચડો**—અકર્મક ક્રિયાપદ, 'ચડ' ધાતુ, મૂળરૂપ, વર્તમાનકાળ, આજ્ઞાર્થ, કર્તરિપ્રયોગ, ત્રીજો પુરુષ, નરજાતિ, બહુવચન, કર્તા 'તે', ક્રિયાનાથ 'તે.'

વાક્ય નં. ૭

**તમારો**—પુરુષવાચક સર્વનામ, બીજો પુરુષ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું બહુવચન.

**જાણી**—અવ્યયરૂપ ભૂતકૃદંત.

**ઘણીવાર**—ક્રિયાવિશેષણ અવ્યય.

**થવાનું**—સામાન્યકૃદંત, નામ તરીકે વપરાયું. ભાવવાચક નામ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

**અમુક**—અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'કારણ'.

**ન**—ક્રિયાવિશેષણ અવ્યય.

વાક્ય નં. ૮

**ભાઇ**—જાતિવાચક નામ, નરજાતિ, સંબોધનાર્થે પહેલીનું એકવચન.

**રાજા**—જાતિવાચક નામ, નરજાતિ, વિધેયવાચક પહેલીનું એકવચન

**શાપથી**—ભાવવાચક નામ, નરજાતિ ત્રીજીના અર્થમાં પાંચમીનું એકવચન.

**મેં**—પુરુષવાચક સર્વનામ, પહેલો પુરુષ, નરજાતિ, કર્તાર્થે ત્રીજીનું એકવચન.

**પ્રાપ્ત**—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'દશા'.

વાક્ય નં. ૯

**મારે**—પુરુષવાચક સર્વનામ, પહેલો પુરુષ, નરજાતિ, કર્તાર્થે ચોથીનું એકવચન.

વાક્ય નં. ૧૦

જે—સંબંધી સર્વનામ, વિશેષણ તરીકે વપરાયું, વિશેષ્ય 'પુસ્તક.'

વાક્ય નં. ૧૧

ઓછું—અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'કામ'–અધ્યાહૃત.

વાક્ય નં. ૧૨

નજીક—નામયોગી અવ્યય.

વાક્ય નં. ૧૩

લાગે છે—અકર્મક ક્રિયાપદ, 'લાગ' ધાતુ, મૂળરૂપ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ભાવે પ્રયોગ, ત્રીજો પુરુષ, એકવચન, નાન્યતરજાતિ, કર્તા 'લાગવાનું'–અધ્યાહૃત, ક્રિયાનાથ 'લાગવાનું'.

વાક્ય નં. ૧૪

આજથી—જાતિવાચક નામ, નારીજાતિ, આરંભના અર્થમાં પાંચમીનું એકવચન.

સાંસારિક—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'આનંદ'.

ત્યાજ્ય—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'આનંદ'.

વાક્ય નં. ૧૫

બોલતાં—વર્તમાન કૃદંત, નામ તરીકે વપરાયું. ભાવવાચક નામ, નાન્યતર જાતિ, કર્માર્થે બીજીનું એકવચન.

વાક્ય નં. ૧૬

છતે—(**सति** એ **सत्** વર્તમાન કૃદંતનું સાતમી વિભક્તિનું રૂપ છે.) વર્તમાનકૃદંત, વિશેષણ, વિશેષ્ય 'પૈસે', નાન્યતર જાતિ, સતિ સપ્તમી એકવચન.

વાક્ય નં. ૧૭

દહાડે—જાતિવાચક નામ, નરજાતિ, સતિ સપ્તમી એકવચન.

વાક્ય નં. ૧૮

ખૂબ—'સુંદર' વિશેષણનું વિશેષણ

વાક્ય નં. ૧૯

મારાથી—પહેલો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, કર્તાર્થે પાંચમીનું એકવચન

વાક્ય નં. ૨૦

શું—પ્રશ્નાર્થક સર્વનામ, નાન્યતર જાતિ, કર્માર્થે બીજીનું એકવચન.

## પ્રશ્નો

૧. વાક્યમાં પદોની ગોઠવણી કેવી રીતે થાય છે?

૨. વિશેષણ, ક્રિયાપદ, વિધેયવર્ધક અને અવ્યયરૂપ ભૂતકૃદંત વાક્યમાં કયે સ્થળે મુકાય છે? તેમને વિભક્તિપ્રત્યયો લાગે છે?

૩. વાક્યમાં એક કરતાં વધારે તેમજ જુદી જુદી જાતિનાં નામ કે સર્વનામ હોય તો તેની ક્રિયાપદ ઉપર શું અસર થાય છે?

૪. પદચ્છેદ એટલે શું?

૫. નીચેનાં વાક્યોના તમામ શબ્દોનો સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

૧. હું ઘણા જ સારા કુટુંબનું ફરજંદ છું.

૨. તમે એકાદ બે પ્યાલા દારૂના લો અને જો તે તમને વાસી અને બેસ્વાદ લાગે તો તે દારૂ પીવાયોગ્ય નથી એમ નક્કી કરવાને શું તમારે આખું પીપ પીવાની જરૂર રહેશે?

૩. ત્યાર પછી ધર્મક્રાન્તિનું એક પ્રચંડ મોજું દેશ પર ફરી વળ્યું.

# પ્રકરણ ૧૫ મું

## વાક્ય પૃથક્કરણ

વાક્યના પૃથક્કરણ સંબંધી આપણે જાણીએ તે પહેલાં વાક્ય એટલે શું તે આપણે જાણી લઈએ. આપણે આગળ જાણ્યું તેમ જે શબ્દસમૂહમાંથી અર્થ નીકળે તેને વાક્ય કહેવાય છે. એટલે તેમાં ક્રિયાપદ તો હોવું જ જોઇએ. તેવી જ રીતે દરેક વાક્યમાં કર્તા પણ હોવો જ જોઇએ. પરંતુ કોઈ વાર કર્તા અધ્યાહૃત રહે છે.

વાક્ય બે પ્રકારનાં હોય છે: (૧) **વિધિવાક્ય**, અને (૨) **નિષેધવાક્ય**. જેમાં હકારનો ધ્વનિ છે તે વિધિવાક્ય (Affirmative) કહેવાય છે.

તે અભ્યાસ કરે છે (વિધિવાક્ય)

જે વાક્યમાં નકારનો ધ્વનિ હોય છે તે નિષેધવાક્ય (Negative) કહેવાય છે.

તે દુઃખી નહિ થાય. (નિષેધવાક્ય).

કોઈ વાર પ્રશ્નાર્થ નિષેધ વાક્યમાંથી હકારનો ધ્વનિ નીકળે છે. એવા પ્રશ્નને **કાકુપ્રશ્ન** (Leading Question) કહે છે.

એ વાત તમે ક્યાં નથી જાણતા? (જાણો જ છો)

સ્વાર્થ શું શું નથી કરાવતો? (બધું કરાવે છે.)

વળી ક્રિયાપદના અર્થ ઉપરથી પ્રતિજ્ઞાવાચક (સ્વાર્થવાચક), આજ્ઞાર્થક, વિધ્યર્થક, સંશયાર્થક, સંકેતાર્થક, ક્રિયાતિપત્ત્યર્થક એવા વાક્યના વિભાગ પાડી શકાય છે.

### પૃથક્કરણ

વાક્યનાં જુદાં જુદાં પદોને તેમના સંબંધ પ્રમાણે છૂટાં પાડવાં તેને પૃથક્કરણ કહે છે. પૃથક્કરણની દૃષ્ટિએ વાક્યના ત્રણ પ્રકાર પાડવામાં આવે છે:

૧. સાદું વાક્ય
૨. સંયુક્ત વાક્ય
૩. મિશ્ર વાક્ય

## સાદા વાક્યનું પૃથક્કરણ

કોઇ પણ વાક્યના ઓછામાં ઓછા બે વિભાગ પાડી શકાયઃ—
૧. ઉદ્દેશ્ય અને ૨. વિધેય

### ઉદ્દેશ્ય

જેને ઉદ્દેશીને ક્રિયાપદ કંઇક કહે તેને ઉદ્દેશ્ય કહે છે. વાક્યમાં કર્તાને ઉદ્દેશીને જ સાધારણ રીતે ક્રિયા કંઇક વિધાન કરે છે, માટે કર્તા ઉદ્દેશ્ય થાય છે. કોઇ વાર ઉદ્દેશ્ય અધ્યાહૃત રહે છે. જેમકે, લખો. અહીં (તમે) ઉદ્દેશ્ય અધ્યાહૃત છે. ઉદ્દેશ્ય તરીકે નામ કે સર્વનામ જ હોય એવું નથી. વિશેષણ, કૃદંત, અવ્યય કે આખું વાક્ય પણ ઉદ્દેશ્ય હોઇ શકે; પણ તે બધાં નામ તરીકે વપરાયાં હોવાં જોઇએ.

### વિધેય

જે શબ્દ કે શબ્દો ઉદ્દેશ્ય સંબંધી કંઇ કહે–વિધાન કરે–તેને વિધેય કહે છે. આમાં ક્રિયાપદ ઉપરાંત બીજાં પદોનો પણ સમાવેશ થાય છે.

નીચેનાં વાક્યો તપાસીએઃ
૧. પક્ષી ઊડે છે.
૨. તે પુસ્તક વાંચે છે.
૩. સોંઘું આખરે મોંઘું પડે છે.
૪. વાંચવું સહેલું છે.
૫. એમ જરાય ચાલે નહિ.
૬. સમજ્યા વિના વાંચો, એ ફાયદાકારક નથી
હવે તેના બે મુખ્ય વિભાગ પાડીએ.

| ઉદ્દેશ્ય | | વિધેય |
|---|---|---|
| ૧. પક્ષી | (નામ) | ઊડે છે |
| ૨. તે | (સર્વનામ) | પુસ્તક વાંચે છે |
| ૩. સોંઘું | (વિશેષણ) | આખરે મોંઘું પડે છે |
| ૪. વાંચવું | (કૃદંત) | સહેલું છે |
| ૫. એમ | (અવ્યય) | જરાય ચાલે નહિ. |
| ૬. સમજ્યા વિના વાંચો ( નામ વાક્ય ) | | એ ફાયદાકારક નથી |

### ઉદ્દેશ્યવર્ધક

ઉદ્દેશ્યના પણ બે પેટાવિભાગ પાડી શકાય.

કાળું પક્ષી ઊડે છે.

આમાં 'પક્ષી' ઉદ્દેશ્ય છે. 'કાળું' તેનું વિશેષણ છે. એટલે કે તે ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરે છે, માટે તેને ઉદ્દેશ્યવર્ધક કહેવાય. માત્ર વિશેષણ જ ઉદ્દેશ્યવર્ધક ન હોય. છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગ્યો હોય તેવાં નામ કે સર્વનામ, કૃદંત, અવ્યય કે સમાનાધિકરણ શબ્દ પણ ઉદ્દેશ્યવર્ધક તરીકે વપરાય છે. એ બધાં ઉદ્દેશ્યનાં વિશેષણ તરીકે વપરાયાં હોવાં જોઈએ.

કાળું પક્ષી ઊડે છે. (ઉદ્દેશ્યવર્ધક : વિશેષણ )
સરકારનો ધર્મ પ્રજાનું ભલું કરવાનો છે. (ઉદ્દેશ્યવર્ધક : નામ)
મારું પુસ્તક ખોવાઇ ગયું. ( ઉદ્દેશ્યવર્ધક : સર્વનામ)
આવ્યા મેહ વરસે તમ દેશ. ( ઉદ્દેશ્યવર્ધક : કૃદંત )
અહીંના લોકો ઉદાર છે ( ઉદ્દેશ્યવર્ધક : અવ્યય )

ઉદ્દેશ્યવર્ધક સાથે સંબંધ ધરાવતા બીજા શબ્દો પણ ઉદ્દેશ્ય-વર્ધક ગણવામાં આવે છે.

**પાંજરામાંથી છૂટેલું કાળું** પક્ષી ઊડે છે. ( કાળા અક્ષરમાં છાપેલ શબ્દો ઉદ્દેશ્યવર્ધક છે. )

એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે માત્ર અનુવાદ્ય વિશેષણ કે તેવા વિશેષણના અર્થમાં વપરાયેલા શબ્દો જ ઉદ્દેશ્યવર્ધક હોય છે.

## વિધેયના વિભાગ

**ક્રિયાપદ : કર્મ**—વિધેય વિભાગના અનેક પેટા વિભાગ પાડી શકાય છે.

તે પત્ર લખે છે.

ઉપરના વાક્યમાં તે ઉદ્દેશ્ય છે. ' લખે છે ' ક્રિયાપદ છે. શું લખે છે ? પત્ર. માટે ' પત્ર ' કર્મ છે. દ્વિકર્મક ક્રિયાપદોમાં બે કર્મ હોય છે.

**કર્મવર્ધક**

તે **દિલાસાનો** પત્ર લખે છે.

આમાં ' દિલાસાનો ' એ પત્રનું વિશેષણ છે, માટે તે કર્મવર્ધક કહેવાય છે. જે શબ્દ કે શબ્દો વિશેષણરૂપે વપરાઈ કર્મના અર્થમાં વધારો કરે તેને કર્મવર્ધક કહે છે. ઉદ્દેશ્યવર્ધક જેમ તેમાં પણ અનેક શબ્દો આવે.

તે **તેના ભાઇએ આજે ખરીદેલી લાલ રંગની** મોટર ચલાવે છે. ( કાળા અક્ષરમાં છાપેલ શબ્દો કર્મવર્ધક છે. )

**ક્રિયાપૂરક**

ક્રિયાપૂરક એટલે ક્રિયાનો અર્થ પૂરો કરનાર. જે શબ્દ ન વાપરવાથી ક્રિયાનો અર્થ અધૂરો રહે અને જે વાપરવાથી ક્રિયાનો અર્થ પૂરો થાય તેને ક્રિયાપૂરક કહે છે. ક્રિયાપદના પ્રકરણમાં તમે શીખી ગયા છો કે અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક કે સકર્મક ક્રિયાપદોનો અર્થ પૂરો કરવા જે શબ્દ કે શબ્દો વપરાય છે તે ક્રિયાપૂરકના ખાનામાં મુકાય છે.

મનુ પ્રમુખ થયો. ( ક્રિયાપૂરક: નામ )
શૈલેશ હોશિયાર થયો. ( ક્રિયાપૂરક: વિશેષણ )
ઈશ્વર ઉપર છે ( ક્રિયાપૂરક: અવ્યય )

ક્રિયાપૂરક નામ, વિશેષણ કે કોઈવાર અવ્યય હોય છે. ક્રિયાપૂરક સાથે સંબંધ ધરાવતા શબ્દ કે શબ્દો ક્રિયાપૂરકના ખાનામાં જ મુકાય છે.

વિધેયવર્ધક

ક્રિયાપદના અર્થમાં જે વધારો કરે તેને વિધેયવર્ધક કહેવાય છે. સાધારણ રીતે જે શબ્દ કે શબ્દો અવ્યય તરીકે વપરાયાં હોય છે તે આ વિભાગમાં મુકાય છે. તે સ્થળ, કાળ, રીત, હેતુ, વગેરે સૂચવે છે,

રામ **નદીમાં** તરે છે. ( 'નદીમાં' અવ્યય નથી, પણ સ્થળ સૂચવે છે. માટે વિધેયવર્ધક છે. )

રામ **ઝડપથી નદીમાં** તરે છે. ( અહીં 'ઝડપથી' પણ વિધેયવર્ધક છે. 'રીત' સૂચવે છે. )

રામ **આજે ઝડપથી નદીમાં** તરે છે. (અહીં 'આજે' પણ વિધેયવર્ધક છે. સમય સૂચવે છે. )

**તંદુરસ્તી જાળવવા માટે** જ રામ નદીમાં તરે છે. ( હેતુ સૂચવે છે. )

કેટલીકવાર બીજા વિભાગ સાથે જતા અવ્યય કે અવ્યયરૂપ શબ્દો વિધેયવર્ધકના ખાનામાં નથી મુકાતા.

આજે ખરીદેલી ચોપડી ગુમ થઇ. (આમાં 'આજે' 'ખરીદેલી' સાથે જાય છે અને તેથી તે ઉદ્દેશ્યવર્ધકના ખાનામાં મુકાય છે. )

## સાદા વાક્યના પૃથક્કરણનો નમૂનો

**તે ભલો માણસ પોતાના બધા પૈસા ગરીબોને પ્રેમથી આપવા લાગ્યો.**

| ઉદ્દેશ્ય | | વિધેય | | | | |
|---|---|---|---|---|---|---|
| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | ક્રિયાપદ | કર્મ | કર્મવર્ધક | ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
| માણસ | તે ભલો | આપવા લાગ્યો | પૈસા | પોતાના બધા | ગરીબોને | પ્રેમથી |

હવે ઉપર પ્રમાણે નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરીએ:—

૧. કાલિદાસ, હિંદનો શેક્સ્પિયર, તેની ઉપમાઓ માટે ખૂબ પ્રખ્યાત છે.

૨. દૂધથી દાઝેલો છાસ પણ ફૂંકીફૂંકીને પીએ.

૩. સવારના વાંચવું અવશ્ય લાભકારક નીવડે છે.

૪. શારદાએ પોતાની બેનને આજે કેટલીક સુંદર ચોપડીઓ અપાવી.

૫. એ વૃદ્ધ માણસ છેલ્લા ત્રણ દિવસથી ખૂબ નિરાશ દેખાય છે.

| નંબર | ઉદ્દેશ્ય | | વિધેય | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | ક્રિયાપદ | કર્મ | કર્મવર્ધક | ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
| ૧ | કાલિદાસ | હિંદનો શેક્સ્પિયર | છે | ... | ... | તેની ઉપમાઓ માટે ખૂબ પ્રખ્યાત | ... |
| ૨ | દૂધથી દાઝેલો | ... | પીએ | છાસ | ... | ... | પણ ફૂંકી ફૂંકીને |
| ૩ | વાંચવું | ... | છે | ... | ... | લાભકારક | સવારના, અવશ્ય |
| ૪ | શારદાએ | ... | અપાવી | બહેનને ચોપડીઓ | પોતાની, કેટલીક સુંદર | ... | આજે |
| ૫ | માણસ | એ વૃદ્ધ | દેખાય છે | ... | ... | ખૂબ નિરાશ | છેલ્લા ત્રણ દિવસથી |

# પ્રકરણ ૧૬ મું

## પૃથક્કરણ (ચાલુ)

### સંયુક્ત વાક્ય : મિશ્ર વાક્ય

સાદા વાક્યમાં એક જ ક્રિયાપદ હોય છે તે તમે જાણ્યું. હવે નીચેનું વાક્ય તપાસો:—

તેણે પત્ર લખીને અત્યારે મોકલ્યો. આ વાક્યમાં કેટલાં ક્રિયાપદ છે? કોઈ કહેશે બે: 'લખીને' અને 'મોકલ્યો.' પણ 'લખીને' એ ક્રિયાપદ નથી. એ તો અવ્યયરૂપ ભૂતકૃદંત છે. ત્યારે ઉપરના વાક્યમાં એક જ ક્રિયાપદ હોવાથી તે સાદું વાક્ય છે.

૧. તે ઉતાવળે આવ્યો અને કંઈક લખવા લાગ્યો.

૨. કેટલાક વિદ્યાર્થીઓ બુદ્ધિશાળી હોય છે, પણ આળસુ હોય છે, અને તોફાની પણ હોય છે.

પહેલા વાક્યમાં બે ક્રિયાપદ છે. બીજા વાક્યમાં ત્રણ ક્રિયાપદ છે. હવે પહેલા વાક્યના ભાગ પાડીએ:

અ. તે ઉતાવળે આવ્યો.

બ. (તે) કંઈક લખવા લાગ્યો.

આ બંને સ્વતંત્ર વાક્યો છે, એટલે કે એક વાક્ય વિના બીજું વાક્ય પોતાનો અર્થ પૂરો કરે છે. વળી આ બન્ને વાક્યો 'અને'

ઉભયાન્વયી અવ્યયથી જોડાયેલાં છે. તે જ પ્રમાણે બીજા વાકયમાં ત્રણ સ્વતંત્ર વાકયો છે. આવા પ્રકારના આખા વાકયને સંયુક્ત વાકય કહે છે.

## સંયુક્ત વાકય

જે વાકયમાં બે કે તેથી વધારે સ્વતંત્ર વાકયો ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય તેને સંયુક્ત વાકય કહે છે. એવા વાકયના સ્વતંત્ર વાકય સાથે તેનું ગૌણવાકય પણ હોઈ શકે.

તે દોડયો અને જે ચોપડી ભૂલમાં રહી ગઈ હતી તે લાવ્યો— આમાં બે સ્વતંત્ર વાકયો છેઃ

અ. તે દોડયો.

ब. તે લાવ્યો.

પણ ब સ્વતંત્ર વાક્યને તેનું ગૌણવાકય છે: જે ભૂલમાં રહી ગઈ હતી. છતાં આખું વાકય સંયુક્ત કહેવાય છે.

વાકયોના જોડનાર શબ્દને સંયોજક કહે છે. સંયુક્ત વાકય બનાવનાર સંયોજકો અને, કે, તથા, છતાં, તોપણ, વગેરે ઉભયાન્વયી અવ્યયો હોય છે.

## મિશ્ર વાકય

સાદા વાકયને એક જ ક્રિયાપદ હોય છે. સંયુક્ત વાકયને એકથી વધારે ક્રિયાપદો હોય છે, પણ તેનાં વાકયો એકબીજા ઉપર આધાર નથી રાખતાં. તે વાકયો સ્વતંત્ર હોય છે. મિશ્રવાકય એ બન્ને પ્રકારથી જુદી જાતનું છે.

૧. મેનાએ કહ્યું, હું તમને તેડવા આવીશ.
૨. જે ખાડો ખોદે તે પડે.
૩. જ્યાં સંપ હોય છે ત્યાં જંપ હોય છે.

મેનાએ શું કહ્યું ?–'હું તમને તેડવા આવીશ.'

તે પડે એટલે કોણ ?–'જે ખાડો ખોદે'

ત્યાં જંપ હોય છે–ક્યાં ?–'જ્યાં સંપ હોય છે.'

આમ જે વાક્યમાં બે કે તેથી વધારે વાક્યો હોય અને તેમાંનું એક વાક્ય બીજા વાક્ય ઉપર આધાર રાખતું હોય તેવા વાક્યને મિશ્રવાક્ય કહેવાય છે.

| પ્રધાન | ગૌણ |
|---|---|
| ૧. મેનાએ કહ્યું | હું તમને તેડવા આવીશ |
| ૨. તે પડે | જે ખાડો ખોદે |
| ૩. ત્યાં જંપ હોય છે | જ્યાં સંપ હોય છે |

**પ્રધાનવાક્ય**—મિશ્રવાક્યમાં જે વાક્યથી અર્થ સ્પષ્ટ થતો હોય અને જેના ઉપર બીજા વાક્યનો આધાર હોય તેને પ્રધાન વાક્ય કહે છે.

**ગૌણવાક્ય**—જે વાક્યનો આધાર પ્રધાન વાક્ય ઉપર હોય તેને ગૌણવાક્ય અથવા ઉપવાક્ય કહે છે.

ગૌણવાક્ય ત્રણ પ્રકારનાં હોય છે.

૧. નામ વાક્ય
૨. વિશેષણ વાક્ય
૩. ક્રિયાવિશેષણ વાક્ય

**૧. નામ વાક્ય**—જે વાક્ય પ્રધાન વાક્યના ક્રિયાપદના **કર્તા** તરીકે, **કર્મ** તરીકે કે **ક્રિયાપૂરક** તરીકે વપરાયું હોય તેને નામવાક્ય કહે છે.

અ. **તે પરીક્ષામાં ન બેઠો** એ ઠીક થયું. (કર્તા. 'એ' નું સમાનાધિકારવાળું વાક્ય.)

બ. મેનાએ કહ્યું, **હું તમને તેડવા આવીશ.** (કર્મ)

**क. કૃષ્ણને લાગ્યું કે સુદામો બહુ દુ:ખી છે.** ( ક્રિયાપૂરક )

**૨. વિશેષણ વાકય**–પ્રધાન વાકયના કોઈપણ નામના વિશેષણ તરીકે જે વાકય વપરાયું હોય તે વાકયને વિશેષણ વાકય કહે છે.

**अ. જે ખાડો ખોદે** તે પડે. ( વિશેષણ વાકય. 'તે' કર્તાનું વિશેષણ )

**ब. જે પુસ્તક વાંચો** તેને બરાબર સમજીને વાંચો. ( વિશેષણ વાકય. 'તેને' કર્મનું વિશેષણ. )

**क. જે નિશાળમાં તે ભણે છે**, ત્યાં સંગીત પણ શિખવાય છે. ( વિશેષણ વાકય. 'ત્યાં' અવ્યયનું વિશેષણ )

સાધારણ રીતે 'જે'–'તે' નો ઉપયોગ જે વાકયમાં થયો હોય તેમાં 'જે' થી શરૂ થતું વાકય વિશેષણ વાકય હોય છે.

**૩. ક્રિયાવિશેષણ વાકય**–આ વાકય વિધેયના વધારા તરીકે વપરાયેલું હોય છે. આ વાકય સ્થળ, કાળ, હેતુ, રીત, સંકેત વગેરે બતાવે છે.

**अ. જ્યાં સંપ હોય છે** ત્યાં જંપ હોય છે. ( ક્રિયાવિશેષણ વાકય. સ્થળવાચક )

**ब. જ્યારે જ્યારે પૃથ્વી પર પાપ વધે છે**, ત્યારે ત્યારે ઇશ્વર પૃથ્વી પર જન્મ લે છે. ( ક્રિયાવિશેષણ વાકય. કાળવાચક )

**क. જેમ જેમ મહેનત કરશો**, તેમ તેમ ફળ મળશે. ( ક્રિયાવિશેષણ વાકય. રીતિવાચક )

**ड. જો મહેનત કરશો**, તો પાસ થશો. ( ક્રિયાવિશેષણ વાકય. સંકેતવાચક )

**इ. કિશોરે તોફાન કર્યું** એટલે તેને માર પડયો. ( ક્રિયાવિશેષણ વાકય. કારણવાચક )

સાધારણ રીતે જ્યાં–ત્યાં, જ્યારે–ત્યારે, જેમ–તેમ, જો–તો, વગેરેનો ઉપયોગ જે વાક્યમાં થયો હોય તેમાં જ્યાં, જ્યારે, જેમ, જો વગેરેથી શરૂ થતાં વાક્યો ગૌણ–ક્રિયાવિશેષણ વાક્યો હોય છે અને ત્યાં, ત્યારે, તેમ, તો વગેરેથી શરૂ થતાં વાક્યો પ્રધાન–વાક્યો હોય છે.

હવે નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો અને તેને તેમની નીચે કરેલા પૃથક્કરણ સાથે સરખાવો:—

૧. તમારું બોલેલું તમે પાળો તો તમારામાં આત્મબળ આવશે.
૨. વક્તાએ આવેશમાં આવી જઈ કહ્યું કે પ્રજા મોટી મોટી આશાઓ રાખે છે, પણ પહેલાં તેણે બલિદાન કરતાં શીખવું જોઈએ.
૩. હિંદી ટીમે મેચ જીતવા છેલ્લી ઘડીનો તનતોડ પ્રયત્ન કર્યો, પણ ત્યાં તો સમય પૂરો થયો, તેથી જામેલી રમત બંધ થઈ, ઉત્સાહમાં આવેલા પ્રેક્ષકો નિરાશ થયા અને ઑસ્ટ્રેલિયાની ટીમની જીત થઈ.
૪. જો તે બુદ્ધિશાળી વિદ્યાર્થીને તેના સંજોગોએ અટકાવ્યો ન હોત તો તે આગળ અભ્યાસ કરી મોટો માણસ થાત.
૫. એ સમયે વિનોદ શાંત રહ્યો એ સારું થયું, કારણકે વાતાવરણ ગરમ હતું અને તેથી ઝઘડો થતાં જરાપણ વાર લાગત નહિ.
૬. જે કાર્ય માણસે હાથ ધર્યું હોય તેને મન દઈને પાર ઉતારવું જોઈએ, નહિ તો પહેલાંથી જ ના પાડી દેવી જોઈએ.
૭. શિવાજી, મહારાષ્ટ્રના મહારાજા, બાદશાહના આમંત્રણને માન આપી દિલ્હી દરબારમાં ગયા અને જ્યારે તેમને જણાયું કે પોતાનું અપમાન થાય છે, ત્યારે તે તરફ પોતાનો સખત અણગમો બતાવ્યો અને તેમ કરી જેલના મહેમાન થયા.
૮. એ માળીએ તેમને જણાવ્યું કે જે બાગ તમે અહીં જોયો તેના કરતાં પણ ઘણા સુંદર બાગ અહીંથી થોડે દૂર આવેલા

પ્રદેશમાં ઝરણાં અને બાગોનું સૌન્દર્ય જોયા પછી તમારી ઘેર જવાની મરજી જ નહિ થાય.

૯. તેઓ બધા પર્વતની તળેટી પાસે આવીને ઊભા અને જે સરોવરને જોતાં મુસાફરો ધરાતા જ નથી એ સરોવરનું સૌન્દર્ય નીરખી તેઓ પર્વત ઉપર ચડવા લાગ્યા, પણ તેમની નજર તો હજુ પેલા સરોવર પર જ હતી.

૧૦. આગબોટ કિનારો છોડી આગળ વધી અને તરતજ તેણે તેની ઝડપ વધારી; ત્યાં તો વરસાદનું સખત ઝાપટું આવ્યું અને ચોતરફ એવો અંધકાર વ્યાપી ગયો હતો કે કોઈ પણ દિશા જ દેખાય નહિ.

## પૃથક્કરણ

પહેલું આખું વાક્ય મિશ્ર, બીજું મિશ્ર, ત્રીજું સંયુક્ત

| નં. વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મવર્ધક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. અ. તો તમારામાં...આવશે | પ્રધાન | તો | આત્મબળ | ...... | આવશે | ... | ... | ...... | તમારામાં |
| ૧બ(જો) તમારું ...પાળો | ગૌણ: ક્રિયા-વિશેષણ વાક્ય | (જો) | તમે | ...... | પાળો | ... | બોલવું | તમારું | ......... |
| ૨.અ. વક્તાએ ......કહ્યું | પ્રધાન | ... | વક્તાએ | ...... | કહ્યું | ... | ... | ...... | આવેશમાં આવી જઇ |
| ૨. બ. કે પ્રજા ......રાખે છે. | ગૌણ: નામ વાક્ય | કે | પ્રજા | ...... | રાખે છે | ... | આશા | મોટીમોટી | ......... |
| ૨. ક પણ પહેલાં તેણે... જોઈએ. | અ સાથે ગૌણ: નામવાક્ય બ નું સહગામી | પણ | તેણે | ...... | શીખવું જોઇએ | ... | બલિદાન કરતાં | ...... | પહેલાં |
| ૩. અ. હિંદી ટીમે...કર્યો | સ્વતંત્ર | ... | ટીમે | હિંદી | કર્યો | ... | પ્રયત્ન | છેલ્લી ઘડીનો તનતોડ | મેચ જીતવા |
| ૩. બ પણ...થયો | અ નું સહગામી | પણ | સમય | ...... | થયો | પૂરો | ... | ...... | ત્યાં તો |

## ચોથુ મિશ્ર

| નં. વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મવર્ધક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩. क તેથી... થઈ | ब નું સહગામી | તેથી | રમત | જામેલી | થઈ | બંધ | ... | ...... | ......... |
| ૩. ड ઉત્સાહમ ......થયા | क નું સહગામી | ... | પ્રેક્ષકો | ઉત્સાહમાં આવેલા | થયા | નિરાશ | ... | ...... | ......... |
| ૩ इ અને ઑસ્ટ્રેલિયાની....જાહેર થઈ | ड નું સહગામી | અને | જીત | ઑસ્ટ્રેલિયાની | થઈ | જાહેર | ... | ...... | ......... |
| ૪. अ. તો તે... થાત | પ્રધાન | તો | તે | ...... | થાત | મોટો માણસ | ... | ...... | આગળ અભ્યાસ કરી |
| ૪. ब જો તે... ન હોત | ગૌણ: ક્રિયા-વિશેષણ વાક્ય | જો | સંજોગોએ | તેના | અટકાવ્યો હોત | ... | વિદ્યાર્થીને | તે, બુદ્ધિશાળી | ન |

## પાંચમું સંયુક્ત, છઠ્ઠું સંયુક્ત

| નં. વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મવર્ધક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫અ એ સારું થયું | પ્રધાન | ... | એ | ... | થયું | સારું | ... | ... | ... |
| ૫બ એ સમયે ......રહ્યો | ગૌણ:નામ વાક્ય | ... | વિનોદ | ... | રહ્યો | શાંત | ... | ... | એ સમયે |
| ૫ક કારણ કે...હતું | અનું સહગામી | કારણ કે | વાતાવરણ | ... | હતું | ગરમ | ... | ... | ... |
| ૫ડ અને તેથી... નહિ | કનું સહગામી | અને તેથી | વાર | જરા | લાગત | ... | ... | ... | ઝઘડો થતાં, નહિ, પણ |
| ૬અ તેને મન જોઈએ | પ્રધાન | ... | (તેણે) | ... | ઉતારવું જોઇએ | પાર | તેને | ... | મન દઇને |
| ૬બ જે કાર્ય... હોય | ગૌણ : વિશેષણ વાક્ય | ... | માણસે | ... | ધર્યું હોય | હાથ | કાર્ય | જે | ... |
| ૬ક નહિ તો... જોઈએ | અનું સહગામી | નહિ તો | (તેણે) | ... | પાડી દેવી જોઇએ | ... | ના | ... | પહેલાંથી જ |

## સાતમું સંયુક્ત

| નં. વાક્ય | વાક્યનો પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મ વર્ધક | વિધેય વર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭અ શિવાજી... ગયા | ... | ... | શિવાજી | મહારાષ્ટ્રના મહારાજા | ગયા | ... | ... | ... | બાદશાહ-ના...આપી દિલ્હી...ગયા |
| ૭બ અને...જણાયું | અનું સહગામી કનું ગૌણ ક્રિયાવિશેષણ | અને જ્યારે | ( જાણ-વાનું ) | ... | જણાયું | ... | તેને | ... | ... |
| ૭ક કે...થાય છે. | બનું ગૌણ નામ વાક્ય | કે | અપમાન | પોતાનું | થાય છે | ... | ... | ... | ... |
| ૭ડ ત્યારે...... બતાવ્યો. | બનું પ્રધાન | ત્યારે | (તેણે) | ... | બતાવ્યો | ... | અણ-ગમો | સખત પોતા-નો | તે તરફ |
| ૭ઈ અને...થયા | ડનું સહગામી | અને | (તે) | ... | થયા | જેલના મહેમાન | ... | ... | તેમ કરી |

## આઠમું મિશ્ર, નવમું સંયુક્ત

| નં. વાક્ય | વાક્યનો પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય વર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મ-વર્ધક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮અ એ માળીએ જણાવ્યું | પ્રધાન | ... | માળીએ | એ | જણાવ્યું | ... | તેમને | ... | ... |
| ૮બ કે જે બાગ ...જોયો | ગૌણઃ નામ વાક્ય. કસાથે વિશેષણ વાક્ય | કે | તમે | ... | જોયો | ... | બાગ | જે | અહીં |
| ૮ક તેના કરતાં ...જોશો | બ સાથે પ્રધાન | | (તમે) | ... | જોશો | ... | બાગ | તેના કરતાં પણ ઘણાં સુંદર | અહીંથી... પ્રદેશમાં |
| ૮ડ અને... નાહ થાય | કનું સહ-ગામી | અને | મરજી | તમારી ... જવાની | થાય | ... | ... | ... | જ નહિ જોયા પછી |
| ૯અ તેઓ... ઊભા | સ્વતંત્ર | | તેઓ | બધા | ઊભા | ... | ... | ... | પર્વતની ટળેટી પાસે આવીને |
| ૯બ અને જે... ...નથી | અનું સહગામી કનું ગૌણઃ વિશેષણ વાક્ય | અને | મુસાફરો | ... | ધરાતા | ... | ... | ... | જ નથી જે સરોવરનેજોતાં |

## દસમું સંયુક્ત.

| નં. વાકય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | ક્રિયાપદ | ક્રિયાપૂરક | કર્મ | કર્મવર્ધક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| क એ સરોવરનું ......લાગ્યા | बનું પ્રધાન | ... | તેઓ | ... | ચડવા લાગ્યા | ... | ... | ... | એ સરોવરનું ...નીરખી, પર્વત ઉપર |
| ड પણ...... હતી | कનું સહગામી | પણ | નજર | તેમની | હતી | ... | ... | ... | તો, હજુ, પેલા સરોવર-પર જ |
| अ આગબોટ ......વધી | સ્વતંત્ર | ... | આગબોટ | ... | વધી | આગળ | ... | ... | કિનારો છોડી |
| ब અને...... વધારી | अનું સહગામી | અને | તેણે | ... | વધારી | ... | ઝડપ | તેની | તરતજ |
| क ત્યાં તો... ...આવ્યું | बનું સહગામી | ત્યાંતો | ઝાપટું | વરસાદનું, સખત | આવ્યું | ... | ... | ... | ... |
| ड અને...... હતો | कનું સહગામી | અને | અંધકાર | એવો | વ્યાપી ગયો હતો | ... | ... | ... | ચોતરફ |
| द કે કોઈ પણ ...દેખાય નહિ | ... | કે | દિશા | કોઈપણ | દેખાય | ... | ... | ... | જ, નહિ |

## પ્રશ્નો

૧. વિધિવાક્ય અને નિષેધવાક્યમાં શો તફાવત છે?
૨. સાદું વાક્ય કોને કહે?
૩. પ્રધાનવાક્ય અને ગૌણવાક્યનો તફાવત દૃષ્ટાંત આપી સમજાવો.
૪. સંયુક્ત વાક્ય અને મિશ્ર વાક્યમાં શો તફાવત છે?
૫. સંયુક્ત વાક્યમાં ગૌણવાક્ય હોઈ શકે?
૬. ગૌણવાક્ય કેટલા પ્રકારનાં છે? વિશેષણ વાક્ય અને ક્રિયાવિશેષણ વાક્યનો તફાવત સમજાવો.
૭. નીચેનાંમાંથી ગૌણવાક્યો શોધી તેના પ્રકાર કહો:—
   ૧. તમે જેની વાત કરતા હતા તે માણસ આ રહ્યો.
   ૨. તમે કાલે જ્યાં ફરવા ગયા હતા, તે સ્થળે હું આજ ફરવા જઈશ.
   ૩. જે મહેનત કરે તેને ફળ મળે.
   ૪. મને લાગ્યું, તે સુખી માણસ છે.
   ૫. જૂઠું બોલવું એ મહાપાપ છે.
   ૬. જેમ આગળ વધશો તેમ ધ્યેય દૂર જશે.
   ૭. જ્યાં જશો ત્યાં શરૂઆતમાં તો નિરાશા જ મળશે.
   ૮. મુસાફરે પૂછ્યું કે આ નદી ઓળંગી શકાય તેવી છે?
૮. નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો:—
   ૧. પરબ્રહ્મની કૃપાથી તે ધૂન હવે મગજમાંથી દૂર થવા લાગી છે, તો પણ દૃઢ આગ્રહથી, હિંમત રાખી એક કાર્ય પાછળ મંડ્યા રહેવું એ બ્રિટનોની ખાસિયત હિન્દુ ભાઈઓથી ઘણી દૂર રહેલી છે. —કલાપી
   ૨. પ્રાચીનકાળમાં તારાઓનું આપણને જ્ઞાન હતું, એના કરતાં હજારગણું જ્ઞાન છેલ્લાં સો વરસમાં આપણે મેળવ્યું છે: પણ પ્રાચીન કવિઓએ તારાઓ વિષે જેટલું કાવ્ય લખ્યું છે તેનો હજારમો ભાગ પણ આજના કવિઓને સ્ફુર્યો નથી—એ કેટલું આશ્ચર્ય છે! —કાકા કાલેલકર
   ૩. આખા જંગલમાં માત્ર જાનવરોની કારમી ચાસો સંભળાયા કરતી અને બહારવટિયાઓ રાવણું કરતા તે પણ મનહરપુરીની બાજુના વડમાં ભરાતા. —ગોવર્ધનરામ

૪. બ્રહ્માએ સૃષ્ટિ કરી કરીને જોઈએ તેવી સારી નથી કરી માટે આપણા કવિઓ નવી સૃષ્ટિ રચે છે, અને ફૈઇએ આપણું જોઇએ તેવું સારૂં નામ નથી પાડયું હોતું માટે આપણે તે સુધારીને તખલ્લુસ ધારણ કરીએ છીએ. –રામનારાયણ પાઠક

૫. આખુ વહેણ એ ઊંચી દિવાલોને ઘસાઇને ચાલે છે અને ડાબી બાજુ રેતીનો મોટો પટ વિસ્તરી રહે છે, જ્યાંથી ઉપરના ભાગમાં ઘણાં ઝાડ અને ઝાંખરાવાળું એક જંગલ આવી રહ્યું છે.

૬. કસ્તુરીમૃગને જેમ એની અંદર રહેલી ખુશબો બેચેન કરે છે, અને પોતાની અંદરની એ ખુશબોને હાથ કરવા એ અંતર કાપે છે એમ અગન પોતાના જ ગળાના ગીતને પોતામાં સમાવી શકતો નથી એટલે ઊંચે ને ઊંચે જતો જાય છે. –જીતુભાઇ

૭. બધી જિંદગીની વ્યવસ્થા એ તત્ત્વ ઉપર જ થાય છે, છતાં આપણા લોકો આપણી જ શોધ તરફ એટલા ઉદાસીન છે કે હું આટલું કહુ છું છતાં કોઇ તે નહિ સમજે. –રામનારાયણ પાઠક

૮. મહાભારતની દુહાઈ દઇ બ્રાહ્મણો તમને સમજાવે કે ' શિકાર તો ક્ષત્રિયનો ધર્મ છે ' એટલે તમે માંસલોલુપ થઈને પશુપક્ષીઓનો સંહાર કરો અને તેવે છંદે ચડી વરસના આઠ મહિના તો શિકારમાં જ ગાળો અને ચાર મહિના અંતઃપુરમાં ભરાઈ રહો.
–પંડિત બેચરદાસ

૯. જર્મનીમાં કેટલાંક વર્ષો પર ઈતિહાસ એવી રીતે ચીતરવામાં આવતો કે જેથી બાળકોનાં મન પર નાનપણથી એવા સંસ્કાર પડે કે કૈસર વિના જર્મનીનું પારાવાર નુકસાન થાય, અને કૈસરની સત્તા ટકાવી રાખવામાં જર્મન પ્રજાનાં સ્વાર્થ અને ધર્મ રહેલાં છે.
–કીશોરલાલ મશરૂવાલા

# પ્રકરણ ૧૭ મું

## વિરામચિહ્ન

કિશોર બહુ બોલે છે.
છોકરાઓ, અહીં આવો.
જુઓ, આ શું છે?
કેવું સુંદર ફૂલ છે!

ઉપરનાં વાકયોમાં ચિહ્નો મૂકેલાં છે તે તપાસો. આપણે લખીએ છીએ ત્યારે અર્થને સુશ્લિષ્ટ બનાવવા માટે જુદાં જુદાં ચિહ્નો વાપરીએ છીએ. સાદુ વાકય પૂર્ણ થયે (.), અધૂરું રહ્યે (,) પ્રશ્ન પૂછ્યે (?) તથા આશ્ચર્ય બતાવવા (!)–આવાં જુદી જુદી જાતનાં ચિહ્નો મૂકીએ છીએ.

તમે ભાષણો તો ઘણાં સાંભળ્યાં હશે. ભાષણ કરનાર કોઇ વખતે પોતાના અવાજને લંબાવે છે, તો કોઈ વખતે ધીમો પાડે છે. કોઇ વખતે સહેજ અટકે છે, તો કોઈ વખતે લાંબો વિરામ લે છે. આમ કરવાથી જ તેનું ભાષણ સાંભળનાર ઉપર ધારી અસર ઉપજાવી શકે છે.

વક્તાની માફક લેખકનું ધ્યેય પણ વાચકના મગજમાં પોતાના વિચારો બરોબર ઉતારવાનું અને તેનો અનર્થ ન થાય તે જોવાનું હોય છે. વકતા પોતાના અવાજથી આ વસ્તુ સાધી શકે છે, જ્યારે લેખકને કેટલાંક ચિહ્નોનો ઉપયોગ કરવો પડે છે. લખાણ વાંચતાં કયાં કેટલી વિશ્રાંતિ લેવી એવું આ ચિહ્નો બતાવતાં હોવાથી તેમને વિરામચિહ્નો કહે છે.

વિરામચિહ્નો જુદી જુદી જાતનાં હોય છે. આપણી ભાષામાં તેવાં અગિયાર ચિહ્નો છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | પૂર્ણ વિરામ | . | ૭. | વિગ્રહરેખા | - |
| ૨. | અલ્પ વિરામ | , | ૮. | ગુરુ કે મહારેખા | — |
| ૩. | પ્રશ્નચિહ્ન | ? | ૯. | અવતરણ ચિહ્ન | " " કે ' ' |
| ૪. | ઉદ્‌ગારચિહ્ન | ! | ૧૦. | કૌંસ | ( ) કે { } કે [ ] |
| ૫. | અર્ધ વિરામ | ; | ૧૧. | લોપકચિહ્ન | ( ' ) |
| ૬. | ગુરુ કે મહાવિરામ | : | | | |

## ૧. પૂર્ણવિરામ ( . )

૧. વાક્ય પૂરું થાય ત્યારે પૂર્ણવિરામ આવે છે, કારણ કે ત્યાં પૂરેપુરો વિરામ લેવાનો હોય છે. જેમકે,

> પ્રકૃતિ અને માનવકૃતિનું અહીં સુંદર મિશ્રણ હતું. અનેક પર્વતોની હારમાળા પથરાયેલી હતી જ. ચોતરફ લીલાંછમ વૃક્ષો એ અદ્રિમાળની પીઠે ડોલી રહ્યાં હતાં.

૨. સંક્ષિપ્ત વચનો બતાવનાર અક્ષરો પછી પૂર્ણવિરામ આવે છે. જેમકે,

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્વ. | = | સ્વર્ગસ્થ | શ્રી. | = | શ્રીયુત |
| તા. | = | તારીખ | તત્પુ. | = | તત્પુરુષ, વગેરે |

૩. નિયમોની સંખ્યા બતાવનાર આંકડાઓ કે અક્ષરો પછી તેમને બીજા શબ્દોથી જુદા પાડવા માટે પૂર્ણવિરામ મૂકવામાં આવે છે. જેમકે,

| | |
|---|---|
| ૧. નામ | अ. નામ |
| ૨. સર્વનામ | ब. સર્વનામ |
| ૩. વિશેષણ | क. વિશેષણ |

## ૨. અલ્પવિરામ ( , )

૧. જ્યારે નામો, વિશેષણો, ક્રિયાપદો કે અવ્યયો સાથે વપરાયાં હોય અને તેઓ 'ને', 'અને', 'તથા' એવાં ઉભયાન્વયી અવ્યયોથી જોડાયાં હોય ત્યારે તેવા શબ્દોની વચ્ચે અલ્પવિરામ મૂકવું. જેમકે,

ગડગડાટ, ફફડાટ, દોડધામ અને કિકિયારીઓથી વાતાવરણ ગાજી રહે છે.

ત્યાંની સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક વ્યવસ્થા તેને સહેજે સમજાતી જાય છે.

૨. સમાનાધિકરણ નામની પહેલાં અલ્પવિરામ મુકાય છે. જેમકે,

દેશમાં આર્યધર્મનો ડંકો બજાવનાર, હિંદુ ધર્મને શુદ્ધ સ્વરૂપે ઓળખાવનાર, મહર્ષિ દયાનંદ, ગૂજરાતી હતા.

૩. સમાન કક્ષામાં આવેલા ઘણા શબ્દો કે વાકય સાથે 'એ', 'આ', 'એવું', 'એમ', 'તે', 'તેમ' જેવા શબ્દો આવ્યા હોય ત્યારે તે દરેક શબ્દસમૂહ કે વાકય પછી અલ્પવિરામ મુકાય છે. જેમકે,

પવનની મંદ લહરીઓ, પક્ષીઓના કર્ણપ્રિય કલરવો, પુષ્પોના સુગંધી પરાગ, એ સૌ વાતાવરણને મનોરમ બનાવતા હતા.

૪. 'ટૂંકમાં', 'સંક્ષેપમાં', 'ખરેખર', 'સારાંશ કે,' 'જેમકે,' 'જેવાકે'—આવા શબ્દો પછી અલ્પવિરામ આવે છે.

તમે અહીં હસો, રમો, ફરો, ટૂંકમાં, ગમે તે કરો; પણ અહીં કાંઇ નુકસાન ન થાય તે ધ્યાનમાં રાખશો.

સારાંશ કે, કોઇએ જૂઠું બોલવું નહિ.

૫. બે કે વધારે શબ્દો કે શબ્દસમૂહો પછી 'વગેરે',

'ઇત્યાદિ' એવા શબ્દો આવે ત્યારે આવા દરેક શબ્દ કે શબ્દસમૂહ પછી અલ્પવિરામ મૂકવું. જેમકે,

ખેતરમાં જતા ખેડૂતોના ડચકારા, બળદને ગળે બાંધેલી ઘંટડીઓના રણકાર, બાજુમાં ફરતી ઘંટીનો ઘેરો નાદ, ગામ બહારથી પાણી સીંચી આવતી પનિહારીઓનો પગરવ, વહેલાં જાગેલાં બાળકોનો કિલકિલાટ અને બૂમરાણ, વગેરે વડે એક વિચિત્ર સ્વરસપ્તક રચાયું.

૬. સંબોધનાર્થે વપરાયેલા શબ્દ પછી અલ્પવિરામ મૂકવું. જેમકે,

રમણ, અહીં આવ.

છોકરાઓ, તમારા પાઠ વાંચો.

૭. ક્રિયાપદ આજ્ઞાર્થમાં હોય અને તે પછી આખું વાક્ય તેના કર્મ તરીકે વપરાયું હોય તો તે આજ્ઞાર્થ ક્રિયાપદની પછી અલ્પવિરામ મૂકવું.

સાંભળો, કેવા મીઠા સ્વરો આવે છે?

જુઓ, આ ફૂલ કેટલું સુંદર ખીલ્યું છે!

૮. નામવાકય કર્મ હોય અને તે પહેલાં 'કે' ન વાપર્યો હોય તો અલ્પવિરામ મૂકવું. જેમકે,

એણે વિચાર્યું, હવે મારું શું થશે?

તે ઊકળી ઊઠયો, તારી જગાએ હું હોત તો જરૂર એ બદમાશને ઠાર કરત.

૯. સંયુક્ત વાકયનાં સહગામી વાકયો પછી અલ્પવિરામ મૂકવું. જેમકે,

આઠ થયા, સંગીત બંધ થયું, માણસો વીખરાવા લાગ્યાં.

ખેડૂતોના જીવનમાં આજેયે નિર્દોષતા છે પણ સ્વાસ્થ્ય નથી, આજેયે સંતોષ છે પણ અન્ન નથી, આજેયે ઉદારતા છે પણ આર્થિક સલામતી નથી.

૧૦. મિશ્રવાક્યમાં ગૌણવાક્ય આરંભમાં આવેલું હોય અને લાંબુ હોય તો તેને અલ્પવિરામ વડે મુખ્ય વાક્યથી જુદું પાડવું. એક કરતાં વધારે ગૌણ વાક્યો હોય તો દરેકને છેડે અલ્પવિરામ મૂકવાં. જેમકે,

જે રાજતંત્ર પોતે રચેલું નથી, જેના કાર્યમાં પોતાનો અવાજ નથી, જે દેશનું પ્રતિનિધિત્વ ધરાવતું નથી, જે જોર જુલમથી તેના પર સત્તા જમાવવા ઇચ્છે છે તેનો નાશ કરવો એ નાગરિકની એક ફરજ છે.

૩. પ્રશ્નચિહ્ન ( ? )

૧. પ્રશ્નરૂપે પૂરેપુરો વિચાર દર્શાવાતો હોય તો વાક્યને અંતે પ્રશ્નચિહ્ન મુકાય છે. જેમકે,

સંપના અભાવે હિંદને શું ઓછું સહન કરવું પડ્યું છે?

હિંદીઓના કુસંપનો લાભ પરદેશીઓએ શું ઓછો લીધો છે?

૨. મિશ્રવાક્યમાં આ ચિહ્ન મૂકતાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

अ. મુખ્ય વાક્યમાં પ્રશ્ન હોય તો પ્રશ્નચિહ્ન વાપરવું જ. જેમકે,

કોણ કહે છે કે તે પ્રામાણિક નથી?

ब. ગૌણવાક્યમાં પ્રશ્ન હોય પરંતુ તે વાક્યને અંતે આવ્યું હોય તો પણ પ્રશ્નચિહ્ન મૂકવું. જેમકે,

તે બોલ્યો, તમે કાશ્મિરથી ક્યારે પાછા ફરશો?

क. પરંતુ ગૌણવાક્યમાં પ્રશ્ન હોય અને તે વાક્યની શરૂઆતમાં આવ્યું હોય તો પ્રશ્નચિહ્ન મુકાતું નથી. જેમકે,

તમે કાશ્મિરથી ક્યારે પાછા ફરશો એમ તેણે પૂછ્યું.

૩. આજ્ઞાના સ્વરૂપમાં પ્રશ્ન હોય તો પ્રશ્નચિહ્ન મુકાતું નથી, પણ પૂર્ણવિરામ જ મુકાય છે. જેમકે,

ફ્રાન્સની રાજધાની કહો.
નામના પ્રકાર ગણાવો.

### ૪. ઉદ્ગાર ચિહ્ન

૧. આશ્ચર્ય કે લાગણીનો આવેશ જે વાક્યોથી બતાવાય છે તેવાં વાક્યોને અંતે—

કેવું અદ્ભુત દૃશ્ય!

બીચારો મનુષ્ય! તેના મીઠામાં મીઠા ગીતના સ્વરો કારુણ્યથી રંગાયેલા છે! તેના હાસ્યસાગરને તળિયે રુદનનાં બિન્દુ બાઝેલાં છે!

૨. લાગણી કે આશ્ચર્ય બતાવનાર કેવળપ્રયોગી અવ્યયો પછી--

અરેરે! પેલો માણસ કેટલો દુઃખી છે!

'અહો! અહો! આ અવલોકિતેશ્વર!'

૩. સંબોધનની પછી કેટલીક વખત ઉદ્ગાર ચિહ્ન આવે છે—

હે પ્રભુ! તું મને આ સંકટમાથી બચાવ.

### ૫. અર્ધવિરામ (;)

અર્ધવિરામ અલ્પવિરામથી વધારે અને પૂર્ણ વિરામથી ઓછો વિરામ લેવાનું સૂચવે છે. તે નીચેનાં સ્થળોએ વપરાય છે:

૧. સંયુક્ત વાક્યનાં સહગામી વાક્યોને છૂટાં પાડવા—

જીવનનું મૂલ્ય કોઇ સુઘડ ઘર, સુંદર પથારી ને સરસ શાક વડે કરે છે; કોઇ પૈસા વડે, કોઇ કીર્તિ વડે કરે છે; કોઇ સત્તા વડે, કોઇ તપ વડે, કોઇ પ્રણય વડે કરે છે.

૨. બે વાક્યોના બનેલા સંયુક્ત વાક્યમાં બેની વચ્ચેનું ઉભયાન્વયી અવ્યય અધ્યાહૃત હોય તો—

મહાત્મા હસે છે; એમને કાબરચીતરી મૂછોના ફરકાટમાં આજે જુદી જ ગતિ દેખાય છે.

૬. ગુરુ કે મહાવિરામ ( : )

અર્ધવિરામથી વધારે અને પૂર્ણવિરામથી કંઈક ઓછો વિરામ બતાવવા માટે આ ચિહ્ન વપરાય છે.

૧, ગણુતરી કરવી હોય, સમજૂતી આપવી હોય કે વર્ણન કરવું હોય તો પ્રસ્તાવરૂપ પ્રથમના વાકય પછી આ ચિહ્ન મુકાય છે. જેમકે,

ઉત્તરોત્તર થતા જતા સુધારાનાં મુખ્ય બે ધ્યેય હતાં: મુસાફરીની સગવડ વધારવી અને ગતિને ત્વરિત કરવી.

વિભક્તિઃ તેના અર્થ

૨. કોઇના બોલેલા શબ્દો વાકયના બીજા શબ્દોથી છૂટા પાડવા માટે અલ્પવિરામને બદલે કેટલીક વખત આ ચિહ્ન વપરાય છે.

કીમિયાગર હસ્યાઃ "ના. બાપુ! ના. સમય અનુકૂલ નથી."

૭. વિગ્રહરેખા ( - )

૧. સમાસનો વિગ્રહ કરતાં–છૂટા પાડતાં - આવી નાની રેખા વપરાય છે. જેમકે,

ભક્તિ - ભૂખ્યા, ઉત્સાહ - મૂર્તિ, સહન - વીર

૨. લખતાં લખતાં લીટીને અંતે શબ્દ અધૂરો રહે તે દર્શાવવા માટે પણ આવી રેખા મુકાય છે. જેમકે,

પાન્ડવો અને કૌરવો ભેગા મળ્યા. કુરુક્ષેત્રમાં મહા–ભારત યુદ્ધ ખેલાયું.

નોંધ—

લીટીને અંતે શબ્દો જેમ તેમ છૂટા પાડવા નહિ. શબ્દનો જે ભાગ જુદો ઉચ્ચારી શકાય ત્યાંથી જ શબ્દ છૂટો પાડવો.

૮. ગુરુ કે મહારેખા (—)

૧. અમુક પદાર્થો ગણાવ્યા પછી ઉપસંહાર કરતાં મહારેખા મુકાય છે. જેમકે,

સરિતાનું સ્વચ્છ પાણી, વનનો શીળો પવન, અને આસપાસની ધરિત્રીમાંથી પ્રતિવર્ષ પાકતું ધાન્ય—એ જીવન-નિભાવની ત્રણે વસ્તુઓ ઇશ્વરે જ્યાં છૂટે હાથે વેરી છે ત્યાં પછી શાની મણા રહે?

૨. અમુક વસ્તુના જુદા પ્રકાર છે એમ કહી તે પ્રકારો ગણાવતાં પહેલાં આ ચિહ્‌ન મુકાય છે. જેમકે,

નવીન રાજકીય શસ્ત્રો—સત્ય અને અહિંસા.

( અહીં કેટલીક વખતે મહાવિરામ અને મહારેખા અર્થાત્:—આવું ચિહ્‌ન સાથે મુકાય છે ).

૩. એકાએક વાકય અધૂરું રહે અને નવો વિચાર આવે ત્યારે આ ચિહ્‌ન વપરાય છે.

તે કેવી મૂર્ખ—અરે! ભૂલ્યો, મોહક છોકરી છે!

**૯. અવતરણ ચિહ્‌ન ( " " કે ' ' )**

કોઇના બોલેલા જ શબ્દો અથવા કોઇ લેખકનું લખાણ જેમનું તેમજ આપણે લખીએ ત્યારે આ ચિહ્‌ન મુકાય છે. જેમકે,

અચાનક પેલો માણસ બોલ્યો, 'આ સ્થળ તમને કોણે બતાવ્યું?'

'મને કોઇએ બતાવ્યું નથી, મેં જોયું ને મને ગમ્યું.'

ઘણી વખત આ ચિહ્‌ન મૂકયા સિવાય માત્ર અલ્પવિરામ મૂકીને જ કોઇના બોલેલા શબ્દો લખવામાં આવે છે. જેમકે,

અચાનક પેલો માણસ બોલ્યો, આ સ્થળ તમને કોણે બતાવ્યું?

**૧૦. કૌંસ ( ), { }, [ ]**

ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણ જાતના કૌંસ છે.

૧. કોઇ અઘરા શબ્દનો અર્થ એ શબ્દ પછી તરતજ કૌંસમાં મુકાય છે.

દેહ (શરીર) અને દેહી (આત્મા)ની પવિત્રતા સાધીને જ મનુષ્ય ઊંચે ચડે છે.

૨. જુદા જુદા પેરેગ્રાફ કે મુદ્દા બતાવનાર આંકડાઓ કે શબ્દો ઘણીવાર કૌંસમાં મુકાય છે. જેમકે,

| | | |
|---|---|---|
| નામના પ્રકારોઃ— | (૧) જાતિવાચક | (અ) જાતિવાચક |
| | (૨) સંજ્ઞાવાચક | (બ) સંજ્ઞાવાચક |
| | (૩) ભાવવાચક | (ક) ભાવવાચક |

## ૧૧. લોપક ચિહ્ન (')

શબ્દમાં 'હ'કારનો લોપ થયેલો હોય ત્યારે તે બતાવવા માટે આ ચિહ્ન વપરાય છે. જેમકે, રે'વું (રહેવું), મા'રાજ (મહારાજ), મા'દેવ (મહાદેવ), વગેરે. આ ચિહ્નો ગ્રામ્યભાષામાં કે કવિતામાં જ વપરાય છે.

ઉપરનાં બધાં વિરામચિહ્નો કાળજીથી વાપરવાં જોઇએ. અને દરેક ચિહ્ન યોગ્ય રીતે જ વપરાવું જોઇએ. જો તેમ ન થાય તો ચિહ્નોથી અર્થ સરળ થવાને બદલે અનર્થ થવાનો પૂરેપુરો સંભવ છે. એક જ દાખલો લો—

તે હાથમાં સોટી, ખીસામાં રૂમાલ, પગમાં બૂટ, આંખે ચશ્માં, માથામાં તેલ નાખી ફરવા નીકળ્યો.

આ વાકયમાં અલ્પવિરામ યોગ્ય સ્થળે મુકાયેલાં છે, અને તેથી વાકયનો અર્થ સરળતાથી સમજાય છે. એ જ વાકયમાં નીચે મુજબ ખોટી રીતે ચિહ્નો મુકીએ તો કેવો અનર્થ થાય છે તે જુઓઃ

તે હાથમાં, સોટી ખીસામાં, રૂમાલ પગમાં, બૂટ આંખે, ચશ્માં માથામાં, તેલ નાખી ફરવા નીકળ્યો.

માટે વિરામચિહ્નો યોગ્ય સ્થળે જ વપરાવાં જોઇએ. તેમ કોઈ ચિહ્નનો અતિરેક પણ ન થવો જોઈએ. અલ્પવિરામનો ઉપયોગ આવશ્યક હોય તો જ કરવો.

## પ્રશ્નો

૧. વિરામચિહ્નો કેટલાં છે ?

૨. તેમને લખાણમાં શા માટે વાપરવાં પડે છે ?

૩. પ્રશ્નચિહ્ન, વિગ્રહરેખા, લોપકચિહ્નના ઉપયોગ દાખલા આપી સમજાવો.

૪. પૂર્ણવિરામ, અલ્પવિરામ, અર્ધવિરામ અને મહાવિરામ અનુક્રમે કેટલો કેટલો વિરામ સૂચવે છે ? તેમનો તફાવત બતાવી દરેકને વાક્યમાં વાપરો.

૫. નીચેના ખંડોમાં યોગ્ય વિરામચિહ્નો મૂકો:—

અ. અજંતા એ નાના નામનો સાચો પરિચય થતાં મારા હૃદયમાં જે ભાવો થાય છે તે કેવી રીતે વ્યક્ત થઈ શકે આ ઊંચી સુંદર ગિરિમાલા રૂમઝૂમ વહેતાં બે નદીઓનાં ઝરણો સુંદર પ્રાકૃતિક દૃશ્ય સરલ જનગણ એ બધું કેવું અસાધારણ લાગે છે

બ. સાંભળજો વ્હાલાંઓ વચનો દીનનાં
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો
મોટો એ અધિકાર તમારો માનવી
અધિકારી છો જેનાં માનવ માત્ર જો

# પ્રકરણ ૧૮ મું

## શબ્દશક્તિ : ભાષાશૈલી : અલંકાર

### શબ્દશક્તિ

દરેક શબ્દમાં પોતાનો અર્થ બતાવવાની શકિત હોય છે. આને **શબ્દશક્તિ** કહે છે.

આ પ્રમાણે શબ્દના ત્રણ અર્થ નીકળે છેઃ ૧. મુખ્યાર્થ, ૨. લક્ષ્યાર્થ, ૩. વ્યંગ્યાર્થ.

**૧ મુખ્યાર્થ**

શબ્દ વાંચતાં તરત જ જે અર્થ જણાય તે મુખ્યાર્થ કહેવાય. દા. ત. ઝાડ, સોનું, પાણી. એ શબ્દોને વાંચતાં જ કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના તેમના અર્થ સમજાઇ જાય છે. આના બે ભાગ છેઃ **યૌગિક** અને **રૂઢ**.

**યૌગિકઃ** જે શબ્દમાંથી મૂળ ધાતુ કે શબ્દ અને પ્રત્યય જુદા પાડી શકાય તે. દા. ત. પાચક = પચ્ + અક, યાચક = યાચ્ + અક, ભજન = ભજ્ + અન, વગેરે

રૂઢ : એટલે રૂઢિ પ્રમાણે ચાલ્યો આવતો શબ્દ. એ શબ્દ કેવી રીતે બંધાયો તે આપણે જાણતા નથી. તેનું મૂળ સ્વરૂપ શું હતું અને તેને શા પ્રત્યય લાગ્યા તે પણ આપણે જાણતા નથી. દા. ત. ઝાડ, સોનું, પાણી, વગેરે.

**૨ લક્ષ્યાર્થ**

આમાં મુખ્યાર્થ પ્રમાણે શબ્દ ઉપરથી જ અર્થ નીકળતો નથી, એટલે કે શબ્દ વાંચતાં જ તરત અર્થ જણાતો નથી. તેનો યોગ્ય અર્થ જાણવા માટે આપણે બીજા શબ્દને લક્ષમાં રાખવા પડે છે, માટે તેવા અર્થને **લક્ષ્યાર્થ** કહ્યો છે.

દુઃખથી અને ભૂખથી આખો **દેશ** પિડાય છે. ( અહીં 'દેશ'નો મુખ્યાર્થ લઈએ તો અર્થ અધૂરો રહેશે. કારણ દેશ નિર્જીવ છે. તેને દુઃખભૂખથી શું પિડાવું હોય? માટે બીજા શબ્દોને લક્ષમાં રાખવા પડે. 'દેશ' એટલે 'દેશના લોકો.' આથી 'દેશ' નો વિચાર કરતાં 'લોકો' ને લક્ષમાં રાખવા પડયા. )

**સાગર** ઉપર તે આસન માંડી બેસતો. ( અહીં 'સાગર' એટલે 'સાગરનો કિનારો.' અહીં ' કિનારો ' લક્ષમાં રાખ્યો. )

આ પ્રમાણે શબ્દની જે વૃત્તિથી આવો અર્થ નીકળે છે તેને **લક્ષણાવૃત્તિ** કહે છે.

### ૩ વ્યંગ્યાર્થ

આ લક્ષ્યાર્થથી પણ એક ડગલું આગળ જાય છે. શબ્દોની પાછળ રહેલી ગૂઢ ભાવના કે તેનો ગૂઢ અર્થ આ વૃત્તિથી–વ્યજનાથી–જાણી શકાય છે. આ શક્તિ નજરમાં રાખી શબ્દોનો યોગ્ય ઉપયોગ કરવાથી ભાષા સમર્થ અને હૃદયંગમ બને છે.

**સાગર** ઉપર તે આસન માંડી બેસતો. ( આમાં 'સાગર' શબ્દ ઉપરથી અનેક ધ્વનિ નીકળે: ' સાગરનો વિશાળ પટ ', ' મીઠો ઘૂઘવાટ ', ' મોજાંના અદ્દભુત મંત્ર ', ' ભવ્યતા ' અને ' એકાંત '–આ બધા ગૂઢ અર્થ કલ્પવા તે વ્યંજના. )

વ્યંજના જે અર્થ ઉત્પન્ન કરે તે **વ્યંગ્ય**. આને કાવ્યમાં **ધ્વનિ** પણ કહે છે.

* * *

## સારી ગદ્યશૈલીનાં લક્ષણો

ભાષાનો ઉપયોગ વિચારો વ્યક્ત કરવાનો હોય છે. એવા વિચારો વાક્યો તેમજ શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય; પણ એવાં વાક્યો કે શબ્દો ગમે તેમ ગોઠવવામાં આવે તો ન ચાલે. તેમ કરવા

જતાં તો અર્થનો અનર્થ પણ થઇ જાય. એટલે ભાષા લખતાં પહેલાં કેટલાક નિયમો ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જેથી વાચકને ભાષા સહેલી, આકર્ષક અને સ્પષ્ટ લાગે, તેની અંદર રહેલો અર્થ વાચક સહેલાઈથી સમજી શકે, અને લેખકની મનવાંછિત અસર વાચક ઉપર થઈ શકે.

૧ **ભાષા સરળ હોવી જોઇએ** : લાંબાં વાકયો અને અઘરા શબ્દો લખવાથી કાંઇ ભાષા શોભતી નથી, તેમજ તેનો હેતુ પણ સરતો નથી. ગમે તેટલી સુંદર અને અલંકારી ભાષા હોય પણ તેને કોઇ સમજી ન શકે તો તે ભાષા શું કામની? માટે સહેલાઇથી સમજાઇ જાય તેવી ભાષા જોઇએ.

૨ **શબ્દોના અર્થ જાણીતા જોઈએ:** ભાષા લખનાર જે શબ્દો વાપરે તેના ચાલુ અર્થ ધ્યાનમાં લઈ તેને વાપરવા જોઈએ. કોઇ જૂના કે અજાણ્યા અર્થમાં શબ્દો ન વાપરવા જોઈએ. તેમ કરવાથી ગેરસમજૂતી ઉત્પન્ન થાય.

૩ **વાંચનારને માફક ભાષા** : લેખકે પોતાનો વાચકવર્ગ કલ્પી લેવો જોઇએ અને તે વાચકવર્ગની કક્ષાને નજરમાં રાખી ભાષા લખવી જોઇએ. કેટલીક વાર બાલસાહિત્યને નામે લખાતાં પુસ્તકો માત્ર પુખ્ત ઉમરના જ માણસો વાંચી શકે તેવાં હોય છે. તે ભૂલ ગણાય.

૪ **વિષયાનુસારી ભાષા** : ભાષા વિષયને અનુકૂળ હોવી જોઇએ. ગંભીર વિષય હોય તો ભાષા પ્રૌઢ અને શાંત, વીરરસ હોય તો ભાષા ઉગ્ર, હાસ્યરસનો વાર્તાલાપ હોય તો ભાષા ટીખળી, કરુણરસ હોય તો કોમળ અને શાંત. વિષય જેવી જ ભાષા ન હોય તો વાંચવાની મઝા રહેતી નથી અને લખાણ બેડોળ લાગે છે.

૫ **એકધારી ભાષા** : એકવાર લખાણ શરૂ થયું એટલે તેવી જ જાતની ભાષા છેલ્લે સુધી ચાલુ રહેવી જોઇએ. વચમાં ખડક

જેવા અઘરા કે કર્કશ શબ્દો મૂકવાથી ભાષા શોભતી નથી પણ કઢંગી લાગે છે. એટલે પાંડિત્ય દેખાડવા માટે અઘરા શબ્દો વાપરવાનો મોહ છોડવો જોઈએ.

૬ **દૂરાન્વય ન જોઇએ** : વાકયમાં જે શબ્દો કે પદો એક બીજા ઉપર આધાર રાખતા હોય તે એટલા બધા દૂર ન જોઈએ કે જેથી અર્થ સમજવામાં મુશ્કેલી પડે.

સુખ, સગવડ અને આનંદ **એ** છે **જેને લીધે** ઇશ્વરનો **તેનો** પાડ માનો.

ઉપલા વાકયમાં 'જેને લીધે' અને 'તેનો' અયોગ્ય રીતે અયોગ્ય સ્થળે મુકાયાં છે. તેને બદલે આમ જોઈએ:—

**જેને લીધે** સુખ, સગવડ અને આનંદ છે **એ** ઇશ્વરનો પાડ માનો

૭ **ગૂંચવણભરી રચના** : કેટલીકવાર વાકયમાં ગૂંચવણભરી રચના કરવામાં આવેલી હોય છે. તેમ ન થવું જોઈએ. વળી વાકયમાં નકામા શબ્દો નહિ વાપરવા જોઈએ. અલંકાર પણ ગૂંચવણભર્યા ન હોવા જોઇએ.

૮ **પરભાષાનું અનુકરણ નહિ કરવું** : કેટલીક વાર બીજી ભાષાઓ વાંચ્યા પછી માણસના મનમાં તેની લેખનપદ્ધતિ રમતી હોય છે, પણ તે પદ્ધતિનું અનુકરણ કરવાથી ભાષા કઢંગી થાય છે. માટે પોતાની ભાષાની પદ્ધતિ જ ચાલુ રાખવી.

* * *

## અલંકાર

અલંકાર એટલે આભૂષણ. જેમ મનુષ્ય અલંકારથી શોભે તેમ ભાષા પણ અલંકારથી શોભે છે. આનો અર્થ એ નથી કે અલંકાર વિના ભાષા ઓછી ભવ્ય લાગે.

પ્રાચીનોએ અલંકારોના બે વિભાગ કર્યા છે. શબ્દાલંકારો અને અર્થાલંકારો. શબ્દના ઉચ્ચાર અને તેના યમકને લીધે જે અલંકાર થાય તેને શબ્દાલંકાર કહે છે. શબ્દના અર્થને લીધે જે અલંકાર થાય તેને અર્થાલંકાર કહે છે. હાલના કવિઓ અલંકારોનો ઓછો ઉપયોગ કરે છે અને તેમાં પણ શબ્દાલંકારોનો તો ઘણો જ ઓછો ઉપયોગ કરે છે.

આપણે અહીં અગત્યના અર્થાલંકારોની જ ચર્ચા કરીશું. અર્થાલંકારો ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, અર્થાન્તરન્યાસ, શ્લેષ, નિદર્શના, અતિશયોક્તિ, વ્યાજસ્તુતિ, વિરોધાભાસ, અપ્રસ્તુતપ્રશંસા અથવા અન્યોક્તિ, વગેરે છે.

## ઉપમા

બે પ્રાણી કે પદાર્થ વચ્ચેની સરખામણીને ઉપમા કહે છે. એ બન્નેની સરખામણી બતાવવા ' જેવો ', 'માફક' વગેરે શબ્દો મૂકવામાં આવે છે.

ખીલી ગુલાબ કળી ઝાકળ બિન્દુ ધારે,
હેવા કપોળ પર આંસુ ધીરે સમારે.

અહીં કપોળની સરખામણી ગુલાબની ખીલેલી કળી સાથે કરવામાં આવી છે. માટે તે ઉપમાલંકાર છે. અહીં 'કપોળ' ને **ઉપમેય** કહેવાય અને 'ગુલાબકળી' ને **ઉપમાન** કહેવાય.

## રૂપક

જ્યારે બન્ને પદાર્થ કે પ્રાણીની એક જ ગુણ પૂરતી સરખામણી કરી હોય ત્યારે તેને ઉપમા કહે છે. પણ જ્યારે બધા ગુણોની સરખામણી કરવામાં આવે ત્યારે બન્નેની **એકતા** બતાવાય છે, એ બન્ને એક છે એમ સૂચવાય છે. આવા અલંકારને રૂપક કહે છે.

જ્ઞાનગિરિનાં શૃઙ્ગને
ભક્તિકિરણો રંગતાં
હૃદયમનને ઠેરવ્યાં
શાં આપણે રહી સંગ ત્યહાં !

અહીં જ્ઞાનરૂપી ગિરિ અને ભક્તિરૂપી કિરણો એવો અર્થ છે તેથી તેને રૂપક કહેવાય.

**દૃષ્ટાંત**

આ પણ ઉપમાનો એક પ્રકાર છે. અહીં એક પદાર્થને બીજા સાથે સરખાવવાને બદલે એક બનાવને બીજા બનાવ સાથે સરખાવવામાં આવે છે.

વસન્તના સુવર્ણકટોરા શાં
સુરેખ ચંપકકુસુમોમાં
પ્રભાતની ગૌર પ્રભા ઢળે,
કાંચનવર્ણી સુભગાની શોભામાં
પ્રીતમનો પ્રેમાત્મ તેમ ઝરમરતો,
હૈયામાં ઉતરતો.

ચંપકના ફૂલોમાં જેમ પ્રભાતનું તેજ ઢળે તેમ સુભગાના હૃદયમાં પ્રીતમનો પ્રેમાત્મ ઉતરતો. બનાવની સરખામણી છે.

**નિદર્શના**

અહીં બેની સરખામણી કરતાં એ બન્ને વચ્ચે ખૂબ તફાવત છે એમ સૂચવ્યું હોય છે.

કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી ?

અહીં રાજા ભોજ અને ગાંગા તેલી વચ્ચે ઓછામાં ઓછું સામ્ય છે માટે તેને નિદર્શના કહેવાય.

### વ્યતિરેક

સાધારણ રીતે ઉપમાન ઉપમેય કરતાં ચડિયાતું હોય છે. જ્યારે ઉપમાન કરતાં ઉપમેય ચડી જાય ત્યારે તેને વ્યતિરેક કહે છે.

શરીરે વૃદ્ધ થયા વિના તે રાજા વૃદ્ધ જેવો જ્ઞાની હતો.

અહીં રાજાની સરખામણી વૃદ્ધ સાથે કરી છે. રાજા ઉપમેય છે. વૃદ્ધ ઉપમાન છે. રાજા વૃદ્ધ જેવા જ્ઞાની છે એટલું જ નહિ પણ તે યુવાન પણ છે. એટલે ઉપમાન કરતાં ઉપમેય અહીં ચડિયાતું બતાવ્યું છે.

### ઉત્પ્રેક્ષા

ઉત્પ્રેક્ષા એટલે સંભાવના. એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના કરી હોય ત્યારે એ અલંકાર થાય છે. 'જાણે', 'શકે', 'રખે' એવા શબ્દ ઉત્પ્રેક્ષામાં વપરાય છે.

'મુખ કમળ કન્યાનું ઝળકે, સામો ચન્દ્ર બીજો જાણે ચળકે.'

અહીં કન્યાનું મોઢું જાણે ચન્દ્ર જેવું ચળકે એવી સંભાવના સૂચવી છે.

જાણે ઉગ્યો નૈષધભાણ, તે નળ આવ્યો રે,
અસ્ત થયા સૌ તારા સમાન, ઓ નળ આવ્યો રે.

### અતિશયોક્તિ

આમાં વર્ણ્ય પદાર્થનો અતિશય ઉત્કર્ષ વર્ણવવામાં આવે છે. આમાં અમુક ગુણનાં મર્યાદાથી વધારે વખાણ થાય છે.

'કોટી શશી ને સૂરજ ઝાંખા પડ્યા, મુખ એનું નિરખતાંરે.'

એનું મુખ જોઇ અનેક ચંદ્ર અને સૂર્ય પણ ઝાંખા પડી ગયા. મુખના સૌન્દર્યનું આ અતિશયોક્તિભર્યું વર્ણન છે.

**વ્યાજસ્તુતિ**

સ્તુતિદ્વારા નિન્દા અને નિન્દાદ્વારા સ્તુતિ જેમાં થાય એવા અલંકારને વ્યાજસ્તુતિ કહે છે.

'મૂછ નીચી નહિ એક વખત પણ
નીચી અમારી વાર હજાર.'
ધન્ય ધન્ય તુજ એ ઉચ્ચાર
ઉચ્ચ વિચાર. ( રે ! ગુજરાત )

અહીં એવા તારા ઉચ્ચાર અને ઉચ્ચ વિચારને ધન્ય છે એમ કહી કવિ જાણે ગૂજરાતની સ્તુતિ કરતા હોય તેમ લાગે છે. પણ તે સ્તુતિ નથી ઉપાલંભ છે, નિન્દા છે.

તમે ઠોઠ છો એમ મને પણ લાગે છે. પરીક્ષકોએ તમને કોણ જાણે કેમ પહેલે નંબરે મૂક્યા ?

અહીં નિન્દામાં વખાણ છે.

**શ્લેષ**

શ્લેષ એટલે બે અર્થનું એક શબ્દમાં થવું. જેમાં એક જ શબ્દમાંથી બે અર્થ નીકળે છે તેને શ્લેષ અલંકાર કહે છે.

**शाकुन्त लावण्यं पश्य।**

અહીં **शाकुन्तला** સાથે લઇએ તો તેનો અર્થ 'શકુન્તલા' એટલે દૂષ્યન્તની પત્ની અને સર્વદમનની માતા થાય. જો **शाकुन्त** જુદું લઇએ તો તેનો અર્થ 'મોર' થાય.

જળદ જગતમાં મેઘ છે, ફળદ બાગનો ફાલ,
પણ નિર્બળ નરનારનો, બળદ ભોજ ભૂપાળ.

અહીં 'બળદ'ના બે અર્થ છે. ૧. બળદ એટલે આખલો અને ૨. બળદ એટલે બળ આપનાર.

### વિરોધાભાસ

જ્યાં શ્લેષથી પદના બે અર્થ થતા હોય, એક અર્થમાં બે પદાર્થ વચ્ચે વિરોધ હોય અને બીજા અર્થથી તે વિરોધ મટી જતો હોય ત્યાં વિરોધાભાસ અલંકાર હોય છે. આમાં દેખીતો વિરોધ હોય છે, પણ ખરી રીતે વિરોધ નથી હોતો તેથી તેને વિરોધાભાસ કહે છે.

ક્ષુબ્ધ આશ્ચર્યથી મુગ્ધ મીચ્યાં નેત્ર ઉઘાડતો,
સ્વપ્નદૃષ્ટા સુસિદ્ધાર્થ જાણતો ને ન જાણતો.

આમાંથી 'જાણતો ને ન જાણતો' એમાં દેખીતી રીતે વિરોધ લાગે છે પણ તેમાં વિરોધ નથી.

**न मे दूरे किंचित् क्षणमपि न पार्श्वे रथजवात् (शाकुंतल)**

( રથની ઝડપને લીધે મારાથી કંઈ દૂર પણ નથી અને પાસે પણ નથી. ) દૂર અને પાસે એ વિરોધી શબ્દો છે, પણ તેમાં વિરોધ નથી. રથની ઝડપથી જે દૂર હોય છે તે તરત પાસે આવે છે, અને પાસે હોય છે તે તરત દૂર જાય છે.

### અર્થાન્તરન્યાસ

અર્થાન્તર એટલે અન્ય અર્થ. ન્યાસ એટલે વર્ણન. જેમાં સામાન્ય હકીકતથી વિશેષ અર્થનું સમર્થન કર્યું હોય અગર જેમાં વિશેષ હકીકતથી સામાન્ય હકીકતનું સમર્થન કર્યું હોય તેને અર્થાન્તરન્યાસ કહે છે.

સીતા સમાણી સતી કોણ શાણી,
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી;
કુરંગ હણવા મતિ ભ્રષ્ટ કીધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

પહેલી ત્રણ લીટીમાં વિશેષ હકીકત છે, તેનું સમર્થન છેલ્લી લીટીથી થાય છે.

**અપ્રસ્તુત પ્રશંસા અથવા અન્યોક્તિ**

અપ્રસ્તુત એટલે જેને વર્ણવવું નથી તે. જેનું વર્ણન કરવાનું નથી તેનું વર્ણન કરી, જેનું વર્ણન નથી કર્યું તે વસ્તુ ( પ્રસ્તુત ) સમજાય તો તે અલંકારને અપ્રસ્તુત પ્રશંસા કહે છે. આને અન્યોક્તિ પણ કહે છે.

શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી
થઈ રખે જતી અંધ વિયોગથી.

અહીં 'શશી' એટલે ચંદ્ર નહિ, પણ સરસ્વતીચંદ્ર. આમ અપ્રસ્તુતમાંથી પ્રસ્તુત સમજાય છે.

નીચેનામાંથી અલંકારો શોધી તેમનાં નામ આપોઃ—

૧. અનન્ત આ જીવનસિન્ધુ મધ્ય
મૃત્યું બને બુદ્દબુદ્દ, તેહ ક્ષુદ્ર. —સ્મરણ સંહિતા.
૨. પરનારી જેવી પાવકજ્વાળા, સાપણ વિખની વેલ. —રણયજ્ઞ.
૩. સંસ્કારભક્તિની એકનિષ્ઠામાં પરશુથી વિયોગી થયેલા પરશુરામ
સમા —ગુજરાતના જ્યોતિર્ધરો.
૪. શું પ્રલે કરવા શિવે કોપ કીધો, શકે રાવણે કાળનો વેશ લીધો.
—રણયજ્ઞ
૫. એ તો બળિયા સાથે બાથ, હો રે હઠીલા રાણા,
એ તો તરવું છે સાગર—નીર, હો રે હઠીલા રાણા. —ઓખાહરણ
૬. સુરતાની વાડીના મીઠા મોરલા —કલાપીને સંબોધન
૭. તારો ખર્યો—સ્થૂલ ગયું તિમિરે
લાગ્યો ઊંડે છેક પ્રકાશનો ઘા;
અજ્ઞાન જીભો તણી મેદનીએ

કીધું: ‘પડયો પથ્થર આખરે આ.’
કોઈના ભીષ્મ સંન્યાસે સૌનો આત્મવિકાસ છે;
દુન્યવી દષ્ટિને તોયે એ તો પ્રાણવિકાર છે. —ખરતો તારો

૮. તેજસ્વી મુખ જેહ સુરતનું સૂરજ જેવું,
ડરામણું ફિક્કું તેહ સુરત તુજ ઘૂવડ જેવું. —સુરત

૯. કરી તુજ શિરકેશ સર્વ ભેળા,
વદનસુધાકરને રહું નિહાળી. —અતિજ્ઞાન

૧૦. તકલીનો કાંતનાર, મોરલીનો ગાનાર
હું છું મોહન એક, તે ના ભૂલો
તમે તે ના ભૂલો. —તકલી અને મોરલી

૧૧. દમયંતીનો ચોટલો, દેખી અતિસોહાગ;
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ. —નળાખ્યાન

૧૨. ગોરા સાહેબને કાળી ભેંસ ન ગમી તે મડમડી કરી નાખી.

૧૩. અમે તો એમ જ માનવાના કે આજના ક્ષત્રિય માત્ર અસલમાં અસલ છાપના આર્યો છે.

૧૪. સર્વ સરખું નથી ત્યાં કોય, કહું પટંતર તે તું જોય;
એક શંખ નદીમાં પડયો, બીજો વિષ્ણુને કર ચડયો.
—સર્વ સરખું નથી

૧૫. મહમ્મુદ કેરી રીત, ઘેલી–ડાહી છે તેની;
પરિણામે તે એક, વહેલી મોડી લૂટચાની. —હિંદુઓની પડતી

૧૬. બધા પરકાર તોફાને, થઈ ચંચળ ચૂકે નિશાન,
અમારા ચિત્તનો ચારુ, અચળ પડકાર જુદો છે. —અમો મસ્તાન

૧૭. કલા સૌન્દર્યને છુપાવે છે અને સાથે સાથે સૂચવે છે.

૧૮. સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડયું દમયંતીનું ગાત્ર. —નળાખ્યાન

૧૯. એ કામિનીનો કંઠ સાંભળી કોકિલા થઈ કાળી —નળાખ્યાન

૨૦. તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજાજૂથ માંહે રે, સમરથ ગાજે સહી

૨૧. છુટા બધા સઘન કેશ શિરેથી નીચે
સ્કન્ધે પડી વહી જતા ચરણો સુધીએ;
ના કેશવાળી કદી સિંહણને સુહાતી,
કાલિન્દી એ ન વહતી હિમમાલથી એ. —રાણકદેવી

૨૨. હૈમપ્રદીપ પ્રકટાવી સરસ્વતીનો
સાર્થક્ય કીધું નિજ નામનું સિદ્ધરાજે. —રાણકદેવી

૨૩. દિનેશ–કર કોમળાં ધનુષ મેઘમાંહી રચે,
નિહાળી શિશુ ભાઇ ભાંડુ નિજને બતાવા ધસે,
ધરું વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે! —નમ્રતા

# પ રિ શિ ષ્ટ

## જોડણી

ભાષા સ્પષ્ટ અને સુવાચ્ય લખવા માટે શુદ્ધ જોડણીની આવશ્યકતા છે. અશુદ્ધ જોડણીમાં લખાયેલા સારા વિચારો પણ વાચકોને આકર્ષી શકતા નથી. વળી અશુદ્ધ જોડણીથી અર્થનો અનર્થ પણ ઘણી વખતે થઈ જવાનો સંભવ છે. જોડણીમાં સહેજ ફેરફાર થવાથી અર્થ કેવો ફરી જાય છે તે નીચેના દાખલાઓથી સ્પષ્ટ થશેઃ—

| | | |
|---|---|---|
| ખચિત (જડેલું) | : | ખચીત (ચોક્કસ) |
| શરુ (એક જાતનું વૃક્ષ) | : | શરૂ (આરંભ) |
| અલિ (ભમરો) | : | અલી (સ્ત્રીને માટે વપરાતો શબ્દ) |
| વધુ (વધારે) | : | વધૂ (વહુ) |
| વારિ (પાણી) | : | વારી (વારો) |
| પાણિ (હાથ) | : | પાણી (જલ) |
| સચિંત (ચિંતાયુક્ત) | : | સંચિત (એકઠું કરેલું) |

પહેલાં જોડણી ઉપર બરાબર લક્ષ અપાતું નહિ. ટેક્સ્ટ–બૂક રિવિઝન કમિટિએ પાઠ્ય પુસ્તકોમાં એકધારી જોડણી કરવા પ્રયત્ન કરેલો. પણ એ જોડણીના નિયમો બધા વિદ્વદ્‌માન્ય નહિ હોવાથી તે સામે ઘણા વિદ્વાનોએ ઉહાપોહ કરેલો. આખરે જોડણીની અરાજકતા દૂર કરવા માટે ગૂજરાત વિદ્યાપીઠે ભારે મહેનત લઈ એક ‘કોશ’ તૈયાર કર્યો. એ જોડણી આજે લગભગ સર્વમાન્ય બની છે. બધાં શિષ્ઠ પુસ્તકો અને સામાયિકોએ તેનો સ્વીકાર કર્યો છે. યુનિવર્સિટીએ પણ એ જોડણી સ્વીકારી છે.

ગૂજરાત વિદ્યાપીઠે રચેલા જોડણીના નિયમોમાંના કેટલાક અગત્યના નીચે આપ્યા છેઃ—

## તત્સમ શબ્દોની જોડણી

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. જેમકે, નીતિ, ગુરુ, દૃષ્ટિ, હાનિ, વગેરે.

૨. ભાષામાં તત્સમ અને તદ્ભવ બન્ને રૂપો પ્રચલિત હોય તો બન્ને સ્વીકારવાં.

દા. ત. કઠિન–કઠણ; કાલ–કાળ; હૂબહૂ–આબેહૂબ; ફર્શ–ફરસ.

૩. અરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતાં તે તે ભાષાના વિશિષ્ઠ ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ.

દા. ત. ખિદમત, વિઝિટ, વગેરે.

પરંતુ અંગ્રેજી શબ્દોના એ–ઓના ઉચ્ચારમાં ભ્રાંતિ ન થાય એટલા માટે તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો.

દા. તા. કૉલેજ, પ્રૉફેસર, ઑગષ્ટ.

૪. अ. જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગૂજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાન્ત ગણીને લખવા.

દા. ત. વિદ્વાન્–વિદ્વાન, જગત્–જગત, સંસદ્–સંસદ.

ब. પણ પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, ક્વચિત્ વગેરે શબ્દો વ્યંજનાન્ત જ લખવા.

છતાં આવા શબ્દોની પાછળ 'જ' આવે ત્યારે અકારાંત કરી નાખવા. જેમકે, ક્વચિત જ.

૫. બનતાં સુધી અનુસ્વારો વાપરવા, છતાં તેમને બદલે અનુનાસિકો વાપરવાંમાં વાંધો નથી. જેમકે, ખંડ–ખણ્ડ; દંત–દન્ત; શાંત–શાન્ત.

૬. શબ્દોની પૂર્વે આવતા કેટલાક પૂર્વગ તથા ઉપસર્ગની જોડણી નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| અનુ–અનુસાર, અનુરૂપ | અતિ–અતિવૃષ્ટિ, અતિસ્નેહ |
| નિસ્–નિસ્તેજ નિર્ભય | અભિ–અભિષેક, અભિનંદન |
| દુસ્–દુષ્ટ, દુર્ગુણ | પ્રતિ–પ્રતિબિંબ, પ્રતિપક્ષ |
| વિ–વિનાશ, વિલાસ | પરિ–પરિક્રમણ, પરિણામ |
| નિ–નિપાત, નિગ્રહ | આવિસ્–આવિર્ભૂત |
| અધિ–અધિપતિ, અધિવેશન | તિરસ્–તિરસ્કાર |

૭. શબ્દોની પાછળ આવતા કેટલાક તદ્ધિત અને કૃત્ પ્રત્યયોની જોડણી નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ઇક–માનસિક, સામાજિક | ઇષ્ટ–સ્વાદિષ્ટ, વિશિષ્ટ |
| ઇન્ અથવા ઈ–ધની, કર્મી, અર્થી | ઈન–પ્રાચીન, અર્વાચીન |
| માન્ અથવા મન્ત–બુદ્ધિમાન–મન્ત નીતિમાન–મન્ત | તિ–શક્તિ, ભક્તિ, નીતિ |
| | વાન્ અથવા વન્ત–ભગવાન –ભગવન્ત |
| | વિન્ અથવા વી–તેજસ્વી, યશસ્વી |

## તદ્ભવ શબ્દોની જોડણી

### ઇ–ઈ કે ઉ–ઊ

૧. અ. અન્ત્ય ઇ હોય તો તે દીર્ઘ લખવી.

દા. ત. ધણી, વીંછી, અહીં, દહીં.

બ. અન્ત્ય ઉ હોય તો તે હ્રસ્વ લખાય.

દા. ત. લાડુ, પિયુ, જાદુ.

૨. અ. હ્રસ્વ 'રુ' કે 'રુ' આમ લખવું.

દા. ત. બૈરું–રુ; છોકરું–રું.

બ. દીર્ઘ 'રૂ' આમ લખવું. જેમકે, શરૂ,

૩. એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો.

દા. ત. જૂ, લૂ, યૂ,

૪. अ. બે અક્ષરના શબ્દમાં પહેલા અક્ષરનો ઈ કે ઊ દીર્ઘ કરવો.
જેમકે, ઝીણું, શીળું, ચૂક, તૂત.

ब. જ્યાં ઈ કે ઉ પછી જોડાક્ષર આવતો હોય ત્યાં ઇ કે ઉ ને હ્રસ્વ કરવાં. દા. ત. કિસ્તી, શિરત, છુટ્ટી, જુસ્સો, ચુસ્ત.

૫. अ. શબ્દમાં બેથી વધારે અક્ષરો હોય તેમાં ઇ કે ઉ પછી લઘુ અક્ષર આવતો હોય તો ઈ કે ઊ ને દીર્ઘ કરવાં.

દા. ત. મૂલવ, મજૂર, ખેડૂત, વસૂલ, મંજૂર.

ब. પણ ઇ કે ઉ પછી દીર્ઘ અક્ષર આવતો હોય તો તેમને હ્રસ્વ કરવાં.
દા. ત. ખુશાલ, વિમાસ, દુકાળ, સુતાર, કિનારો.

અપવાદ ૧—વિશેષણ ઉપરથી થતાં નામો તેમજ નામ ઉપરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી.

દા. ત. ગરીબ–ગરીબાઇ; વકીલ–વકીલાત; મીઠું–મીઠાશ,
જૂઠું–જૂઠાણું.

અપવાદ ૨—કેટલાક શબ્દો બોલતાં ઉપાન્ત્ય અક્ષર ઉપર ભાર આવે છે ત્યાં ઈ કે ઊ દીર્ઘ કરવાં.

દા. ત. દાગીનો, ગોટીલો.

૬. ચાર કે તેથી વધારે અક્ષરના શબ્દમાં પહેલા અક્ષરનો ઇ કે ઉ હ્રસ્વ કરવાં.

દા. ત. મિજલસ, હિલચાલ, કુદરત, કિલકિલાટ, ખિસકોલી,
ગુજરાત—ગૂજરાત વિકલ્પ છે.

પણ સમાસમાં મૂળ શબ્દોની જોડણી કાયમ રાખવી.

દા. ત. ભૂલથાપ, બીજવર

૭. અન્ત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં.

દા. ત. ઈંડું; હીંડાડ; મૂંઝાવું, પૂંછડું, પીંછું, લૂંટ, મીંચામણું.

૮. મૂળ શબ્દમાંથી ઘડાતા નવા શબ્દોમાં તેની મૂળ જોડણી કાયમ ન રાખતાં કલમ ૫ (અ, બ) તથા કલમ ૬ પ્રમાણે ફેરફાર કરવો.

કતમ ૫ પ્રમાણે ફેરફારનાં દૃષ્ટાન્તો:—

| મૂળ | ફેરવાયેલો |
|---|---|
| નીકળ | નિકાલ |
| ઊઠ | ઉઠાવ |

કલમ ૬ પ્રમાણે ફેરફારનાં દૃષ્ટાન્તો:—

| મૂળ | ફેરવાયેલો |
|---|---|
| ભૂલ | ભુલામણી |
| શીખ | શિખામણ |
| ઊઠ | ઉડમણું |

૯. મૂળ ધાતુનાં પ્રેરક કે કર્મણી રૂપ કરતાં કલમ ૫ (અ. બ) તથા કલમ ૬ પ્રમાણે ફેરફાર કરવા. જેમકે,

ભૂલવુ ઉપરથી ભુલાતું, ભુલાવવું
મૂકવું ઉપરથી મુકાતું, મુકાવવું

૧૦. શબ્દમાં ઇ પછી સ્વર આવતો હોય તો ઇ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં ય ઉમેરીને લખવું. દા. ત. દરિયો, કડિયો, પિયર, મહિયર.

૧૧. વિભકિત કે વચનના પ્રત્યયો લગાડતાં કે સમાસ બનાવતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી. દા. ત. નદી—નદીઓ, નદીમાં; સ્ત્રી—સ્ત્રીઓ, સ્ત્રીથી; બારીબારણાં.

ઢ–ડ–ર

૧૨. કેટલાક ઢ ને બદલે હ અને ડ છૂટા પાડીને લખે છે. જેમકે. કહાડવું, વહાડવું. તેમ ન લખતાં કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર એમ લખવું.

પરંતુ લઢવું, દાઢમ ન લખતાં લડવું, દાડમ એમ લખવું. ચડવું, ચઢવું બન્ને માન્ય ગણવાં.

૧૩. કહેવડાવવું–કહેવરાવવું, ગવડાવવું–ગવરાવવું, ઉડાડવું–ઉરાડવું, બેસાડવું–બેસારવું, } આવાં પ્રેરકરૂપોમાં ડ અને ર વિકલ્પે વાપરી શકાય.

‘હ’ શ્રુતિ

૧૪. જ્યાં ‘હ’ દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો અને ન દર્શાવવો ત્યાં બિલકુલ દર્શાવવો નહિ. પરંતુ હ ને આગલા અક્ષર સાથે જોડવો નહિ. દા. ત. બહેન, વહાણું, વહાલું, શહેર, મહોર, નાનું, બીક સામું, ઊનું.

‘ય’ શ્રુતિ

૧૫. કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ગૂજરાતના કેટલાક ભાગમાં ય શ્રુતિ થાય છે. દા. ત. જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો. પણ તે લખાણુમાં દર્શાવવાની જરૂર નથી. જાત, આંખ, લાવ. લો, દો–એમ જ લખવું.

૧૬. પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચારણી, શેલડી વગેરે કેટલાક શબ્દોમાં ર, ડ. ળ, લ, ને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપ જ લખવું.

શ–સ

૧૭. અનાદિ ‘શ’ ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાંતિક ઉચ્ચારભેદ છે. દા. ત. ડોશી–સી; માશી–સી, ભેંશ–સ; છાશ–સ; બારશ–સ; એંશી–સી. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

૧૮. શક, શોધ, શું માં 'શ' લખવો; પણ સાકરમાં 'સ' લખવો.
૧૯. વિશે અને વિષે એ બન્ને રૂપો ચાલે.

## જોડાક્ષર

૨૦. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણ બેવડાવવો. દા. ત. ચોખ્ખું, ચિટ્ઠી, પથ્થર, ઝભ્ભો, ઓદ્ધો, સુદ્ધાં.

પણ ચ્ તથા છ્ નો યોગ હોય તો છ્છ નહિ લખતાં ચ્છ લખવું. દા. ત. અચ્છેર, પચ્છમ, અચ્છું.

## પ્રકીર્ણ

૨૧. નીચેનાં રૂપો બતાવ્યા પ્રમાણે લખવાં—

| | | |
|---|---|---|
| કરીએ છીએ | થયેલું | જુઓ |
| ખાઈએ છીએ | ગયેલું | ધુઓ |
| ધોઈએ છીએ | જોયેલું | રુઓ |
| સૂઈએ છીએ | ખોયેલું | ખુઓ |

૨૩. સજા, જિંદગી, સમજ—એમાં 'જ' લખવો.

૨૩. ગોઝારું, મોઝાર—માં 'ઝ' લખવો.

૨૪. સાંજ—ઝ, મજા—ઝા માં જ કે ઝ નો વિકલ્પ છે.

૨૫. આમલી—આંબલી
લીમડો—લીંબડો
તૂમડું—તૂંબડું
કામળી—કાંબળી
ડામવું—ડાંભવું
પૂમડું—પૂંભડું
ચાંલ્લો—ચાંદલો
સાલ્લો—સાડલો

આવાં બન્ને રૂપો ચાલે.

૨૬. પૂર્વક—માનપૂર્વક, ઇચ્છાપૂર્વક
શીલ—પ્રયત્નશીલ
ફૂટ—માથાફૂટ, કડાફૂટ

કેટલાક હમેશ વપરાતા શબ્દોની જોડણી પાછળ આપી છે:—

# કેટલાક રોજિંદા શબ્દોની જોડણી

| | | |
|---|---|---|
| અખિલ | અવનતિ | ઈજાજત |
| અખૂટ | અવિનાશી | ઈર્ષા |
| અગ્નિ | અસીમ | ઈશ |
| અચૂક | અસ્થિર | ઉચિત |
| અછૂત | અહીં | ઉચ્છૃંખલ |
| અજ્ઞાની | અંજલિ | ઉજ્વલ |
| અઠવાડિયું | અંતિમ | ઉડાઉ |
| અણમૂલ | અંધાધૂંધી | ઉત્કંઠા |
| અતિથિ | આકૃતિ | ઉત્તીર્ણ |
| અતિશય | આજીવન | ઉદધિ |
| અદ્ભુત | આજીવિકા | ઉદય |
| અધિક | આજુ(જૂ)બાજુ(જૂ) | ઉદ્દિષ્ટ |
| અધૂરું | આજ્ઞાંકિત | ઉદ્દેશ |
| અધ્યાહૃત | આદિ | ઉન્નતિ |
| અનિલ | આધુનિક | ઉપયોગી |
| અનુકરણ | આબરૂ | ઉપાધિ |
| અનુકૂળ | આબેહૂબ | ઉમ્મર |
| અનુભવ | આર્થિક | ઊગવું |
| અપરિચિત | આલિંગન | ઊચકવું |
| અપૂર્ણ | આશિષ | ઊજળું |
| અપૂર્વ | આશીર્વાદ | ઊઠવું |
| અભિનય | આહુતિ | ઊડવું |
| અમારું | ઇતિહાસ | ઊનતા |
| અમૂલ્ય | ઇત્યાદિ | ઊર્ધ્વ |
| અર્વાચીન | ઇન્દ્રિય | ઊર્મિ |

ઊલટું
ઊંચું
ઊંડું
ઊંધું
ઋણ
ઋતુ
ઋષિ
એકત્રિત
એકાકી
એઠુંજૂઠું
એશિયા
ઐચ્છિક
ઐતિહાસિક
ઐશ્વર્ય
ઓચિંતુ
ઓજસ્વી
ઓળખીતું
ઔદ્યોગિક
ઔષધિ
કઠિન
કદાપિ
કદી
કપૂત
કબૂલ
કમી
કરુણ
કલંકિત

કલિ
કવિ
કસૂર
કહીં
કંજૂસ
કાઠિયાવાડ
કાનૂન
કાબૂ
કારકિર્દી
કારીગ(ગી)રી
કાલ્પનિક
કિનારો
કિસ્મત
કિંમત
કીમતી
કીર્તિ
કુતૂહલ
કુલીન
કુવારું
કૂતરું
કૂવો
કૃતઘ્ની
કૃતજ્ઞી
કૃત્રિમ
કેસરિયાં
કોશિશ
કાન્તિ

ક્ષત્રિય
ક્ષિતિજ
ક્ષીણ
ક્ષુદ્ર
ખચિત (જડેલું)
ખચીત (ચોક્કસ)
ખરીદવું
ખંતીલું
ખીસું
ખૂણો
ખૂબ
ખ્યાતિ
ગરીબ
ગંભીર
ગિરદી
ગીત
ગુ(ગૂ)જરાત
ગૂંથણી
ગૃહિણી
ગ્રીષ્મ
ગ્લાનિ
ઘીચ
ઘૂંઘટ
ચકચૂર
ચડાઈ
ચંદ્રિકા
ચારિત્ર (ત્ર્ય)

| | | |
|---|---|---|
| ચિંતા | તરુણ | ધૂમકેતુ |
| ચિહ્ન | તહીં | ધ્રુવ |
| ચીતરવું | તંબૂ | ધ્વનિ |
| ચુકાદો | તારીખ | નજદીક |
| ચુંબન | તિથિ | નમૂનો |
| ચૂપ | તિમિર | નવાજૂની |
| છૂટ | તીવ્ર | નસીબ |
| છોકરું | તેજસ્વી | નહિ(હીં) |
| જનની | ત્રિપુટી | નાગરિક |
| જમીન | ત્રીજું | નાબૂદ |
| જરૂર | થૂંક | નામંજૂર |
| જાગૃતિ | દરિદ્ર | નિત્ય |
| જાતીય | દરિયો | નિદ્રા |
| જિજ્ઞાસુ | દલીલ | નિમણૂક |
| જિંદગી | દંપતી | નિયમિત |
| જુદું | દિન (દિવસ) | નિરાશા |
| જૂનું | દીન (ગરીબ) | નિરીક્ષણ |
| ઝનૂન | દુનિયા | નિવૃત્તિ |
| ઝૂંપડી | દૂધ | નીચ |
| ટિકિટ | દૂર | નીડર |
| ટીકા | દૈનિક | નીતિ |
| ડુંગર | દ્વિતીય | નીરસ |
| ડૂબવું | ધનિક | નૂતન |
| ઢૂંઢવું | ધરિત્રી | નૂપુર |
| તકલીફ | ધામધૂમ | પક્ષી |
| તબિયત | ધીરજ | પતિત |
| તરીકે | ધુમાડો | પરિચય |

| | | |
|---|---|---|
| પરિણીત | બહિષ્કાર | મહિમા |
| પરિમિત | બંદૂક | મહીં |
| પરીક્ષા | બારીક | મંજૂર |
| પવિત્ર | બિલકુલ | મંત્રી |
| પાણિ(હાથ) | બીક | માનસિક |
| પાણી(જળ) | બીમારી | માહિતી |
| પીડા | બુદ્ધિ | મિત્ર |
| પીયૂષ | બૂમ | મિલ્કત |
| પુરુષ | બૈરી | મીનારો |
| પુષ્કળ | ભગિની | મુક્તિ |
| પૂકાર | ભયભીત | મુસીબત |
| પૂજા | ભરપૂર | મુહૂર્ત |
| પૂરેપુરું | ભાડૂત | મૂર્ખ |
| પૂર્વ | ભિક્ષા | મૂળ |
| પ્રણાલિકા | ભીંત | યશસ્વી |
| પ્રતિજ્ઞા | ભૂખ | યુક્તિ |
| પ્રામાણિક | ભૂમિ | યુવતી |
| પ્રસિદ્ધ | ભૂલ | રજની(નિ) |
| પ્રાચીન | મજદૂર | રમણીય |
| પ્રાયશ્ચિત | મજબૂત | રમતિયાળ |
| પ્રીતિ | મતિ | રમૂજ |
| ફળીભૂત | મદિરા | રસિક |
| ફિકર | મયૂર | રાજકીય |
| ફિક્કું | મરણિયું | રાષ્ટ્ર(ષ્ટ્રી)ય |
| ફૂલ | મલિન | રિવાજ |
| બક્ષિસ | મશહૂર | રુધિર |

| | | |
|---|---|---|
| રૂઢિ | વીર | સંસ્કૃતિ |
| રૂપિયો | વૃદ્ધિ | સાત્ત્વિક |
| લગીર | વ્યક્તિત્વ | સામાજિક |
| લીટી | શક્તિ | સાહિત્ય |
| લૂટ | શશી | સિવાય |
| લેખિની | શારીરિક | સુત (પુત્ર) |
| વગેરે | શિક્ષિકા | સૂત (સારથિ) |
| વધુ (વધારે) | શિથિલ | સૂક્ષ્મ |
| વધૂ (વહુ) | શુશ્રૂષા | સૂનું |
| વર્તુળ | શૂન્ય | સૂવું |
| વસૂલ | શૂરવીર | સ્ત્રી |
| વાર્ષિક | શોણિત | સ્થિતિ |
| વિકરાળ | શ્રીમતી | સ્થિર |
| વિચાર | શ્રીયુત | સ્થૂલ |
| વિચિત્ર | શ્વાસોચ્છ્વાસ | સ્વામી |
| વિજય | સક્રિય | સ્વીકાર |
| વિજ્ઞાન | સજાતીય | હજાર |
| વિદુષી | સતી | હથિયાર |
| વિદ્યાર્થી | સબૂર | હમેશાં |
| વિના | સમજૂતી | હરીફ(ફાઇ) |
| વિપરીત | સમયસૂચક | હાનિ |
| વિભૂતિ | સમિતિ | હિસાબ |
| વિયોગ | સમૃદ્ધિ | હિંસા |
| વિરામ | સહાનુભૂતિ | હીન |
| વિરુદ્ધ | સહીસલામતી | હીરો |
| વિવિધ | સંજીવની | હોશિયાર |
| વિહ્વલ | સંપૂર્ણ | હૃદય |

